શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા ગ્રન્થાંક-૩૭.



# सा वरमती गुणशिक्षणकाव्य.



રચયિતા.
શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી.



એક જીજ્ઞાસુની મદદથી
પ્રગટ કર્ત્તા,
श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ.
( चंपागली-मुंबई. )
હા. લલ્લુભાઈ કરમચંદ દલાલ.

---

વીરાત્ ૨૪૪૩ વિક્રમ સં ૧૯૭૩ સને ૧૯૧૭.

---

કિંમત ૦-૬-૦.

# નિવેદન.



ગુણદૃષ્ટિ વડે આશ્રવનું સ્થાન પણ સંવરપણે પામે છે એમ મહાપુરૂષો અનુભવપૂર્વક કથે છે અને તે સત્ય છે જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે ઘણોજ અંતર હોવાથી 'જ્ઞાની શ્વાસોશ્વાસમાં કરે કઠિનકર્મનો નાશ' એમ કથાય છે અને તે વાક્યની પ્રતીતિ-જ્ઞાનીઓની કૃતિના શુભ આશય તરફ ગુણાનુરાગદૃષ્ટિ થાય છે ત્યારે થાય છે

મહાપુરૂષો ગમે તે સ્થિતિમા હો-જંગલમા કે વસતિમા હો-પણ તેઓની દરેક પ્રવૃત્તિ જગતના-સર્વ જીવોના ઉદ્ધાર અર્થેજ હોય છે અને તેથી જ તેઓ ખરી ભાવદયાના પોષક કહેવાય છે

જ્ઞાની-અલ્પજ્ઞાની-ગુણગ્રાહકદૃષ્ટિવડે ગમે ત્યાંથી પણ ગુણ ગ્રહી, પરોક્ષ અને પ્રત્યક્ષ દૃષ્ટાંતોવડે અન્યજનોને સ્વગુણો પ્રગટાવવાને પ્રેરે છે અને તન્માર્ગે આ ગ્રન્થનું પ્રયોજન છે શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજીએ "સમુદ્ર વહાણ સંવાદ" ગ્રન્થ પણ આવાજ શુભ આશયવડે રચેલો છે અને તે આ માટે ગ્રન્થાંક ચોથામા પ્રગટ પણ કરેલ છે તેવા શુભ આશય વડે આ 'સાબરમતી ગુણ શિક્ષણ કાવ્ય' શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરે રચ્યુ છે

શ્રીમદ્દે આ કાવ્યનું સાધ્ય લક્ષ્ય તો ત્યાં રાખ્યું છે કે 'સતીનું એહવું વર્ત્તન હોય છે કે પતિમાં સતી તન્મય થઇ જાય છે' 'સ્રીત્ર બદલી પતિરૂપ થઇ જાય છે' જેમ આ સાબરમતી નદી સમુદ્રમાં જઇને પોતાના નામ તથા રૂપ બન્નેને બદલી, સાગરરૂપ થઇ જાય છે; તેજ રીતે જગતના જીવોને આ કાવ્ય વડે બોધ અપાય છે કે આત્મા પરમાત્મ પતિમાં તન્મય થઇ જાય તેવી ગુણશ્રેણિ ઉપર ચડે તો પરમાત્મસ્વરૂપમય થાય–પરમાત્મપદ પામે; જેમ બાહ્ય સાભ્ર-મતી સાગરરૂપ થાય છે તેમ.

આ વિષયના રસિક વિદ્વાનો આ ગ્રન્થની પ્રસ્તાવના લખવાને પ્રેરાય તો આ ગ્રન્થ ઉપર અનેક ભાષ્યો થાય એમ આ નિવેદનના લેખકને જણાય છે, કેમકે ગુરૂકૃપા વડે આ ગ્રન્થ સામાન્ય કાવ્યરૂપે લખાતો હતો ત્યારે અચાનક અમુક લીટીઓ ઉપર દૃષ્ટિ પડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો અને તેથી તેની પ્રવૃત્તિમાં કેટલેક અંશે નવીનતા આવી જણાય છે. અને જ્યારે સંપૂર્ણ વાંચવાનો સમય પ્રાપ્ત થયો ત્યારે આ ગ્રન્થ ઉપર ખાસ લંબાણ વિવેચન લખવાને જીજ્ઞાસા થઇ છે તેને માટે બીજો પ્રસંગ રાખી આ આવૃત્તિ માટે 'રૂષિ' નામે પ્રખ્યાત થયેલ હરજીવનદાસ શર્માના વિદ્વાન્ પુત્ર રા. રા. ભોળાનાથ કે જેઓ શ્રીમદ્ ગુરૂવર્યના પરિચિત છે તે-

n are the distances of the tangent to the circle
igin from the points $A$ and $B$ respectively, the
of the circle is
) (b) $m + n$

ઓએ લખી મોકલેલ પ્રસ્તાવના લેવાઇ છે તે ઉપર વાચકોએ ખાસ લક્ષ્ય આપવા જરૂર છે

રા ગ શર્માએ આ પ્રસ્તાવના લંબાણ લખવા ધારી હોય તેમ તે પ્રસ્તાવનાની શરૂઆત જોતા જણાય છે પણ છેવટે ટુંકી કરી નાખી છે તે કદાચ ગ્રન્થ કરતા પ્રસ્તાવના વધી પડે તેના ભયના કારણે તેમ કર્યું હશે, પણ લખાણી હોત તો ગ્રન્થકર્તાના આશયની માત્ર જાણી થઇ છે તેના બદલે સ્પષ્ટ દર્શન થાત અસ્તુ હજુ આશા છે કે અન્ય વિદ્વાનો બીજી આવૃત્તિના સમય અગાઉ કંઇ કંઇ લખવા પ્રેરાશે

શ્રીમદે જે આશયથી આ ગ્રન્થ બનાવ્યો છે તેને ધ્યાનમા રાખી ગુણગ્રાહી સજ્જનોએ હંસવત્ દૃષ્ટિ રાખી, વાચી, મનન કરી, તેમાં આપેલ શિક્ષાઓને પોતાના જીવનમા ઉતારી મનુષ્ય જીંદગીને સફલ કરવી ગુણરાગી જીવોને આ ગ્રન્થ અવશ્ય ઉપકારક થઇ પડશે, અને તેમ થશે તો ગ્રન્થકર્તાનો પ્રયાસ સફળ નિવડશે તથા મંડળે પ્રગટ કરવાની પ્રવૃત્તિવડે જનસમાજની જે કંઈ યત્કિંચિત્ સેવા બજાવી છે તે સાર્થક લેખાશે

ली

मुंबई—चंपागली
मागसर वदि १० २४४३
पार्श्वप्रभु जन्मतिथि

श्री अध्यात्मज्ञान प्रसारक मंडल.

## શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી પ્રગટ થયેલ ગ્રન્થો નીચલા સ્થળોથી વેચાણ મળશે.

૧. **અમદાવાદ**—જૈન બોર્ડીંગ ઠે. નાગોરીસરાહ.

૨. **મુંબઇ**—મેસર્સ મેઘજી હીરજીની કં. પાયધુણી.

૩. ,, અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ ઠે. ચંપાગલી.

૪. **પુના**—શા. વીરચંદ કૃષ્ણાજી ઠે. વૈતાળપેઠ.

૫. **વીજાપુર**—જૈન મંડળ.

મંડળે કયા ગ્રન્થો પ્રગટ કર્યાં છે તે માટે વાંચો પૃષ્ઠ ૧૬૬-૧૬૭-૧૬૮.

gin from the points $A$ and $B$ respectively, ti
of the circle is
) (b) $m + n$

# साबरमती गुणशिक्षण काव्य संबंधी.

## ॥ वक्तव्य ॥

સં ૧૯૭૨ ના જેઠ સુદિ એકમના રોજે અમદાવાદ મધ્યે શેઠ દલસભાઇનુ ઉદ્યાપન પૂર્ણ થતા વિહાર કર્યો અને નરોડામા મુકામ કર્યો નરોડાથી વળાદ આવતા ત્રણ ગૃહસ્થ શિષ્યો વિહારમા સાથે હતા તેઓની સાથે 'કુદ્રત દશ્યોમાંથી જેટલુ જ્ઞાન લેવુ હોય તેટલુ લઇ શકાય છે' તે સબંધી કુદ્રતના ઘણા દશ્યોનાં દષ્ટાંતો તેમને આપ્યા હતા વળાદમાં આવીને વિશ્રામ કર્યો ઉપાશ્રયના સામી સાબરમતી વહેતી હતી સાબરમતીને દેખીને તેના દશ્યમાંથી શિક્ષણ સબંધી વિચારો પ્રકટાવવાની સ્ફુરણા પ્રગટી અને ત્યાં તત્સમયે સાબરમતી ગુણશિક્ષણકાવ્ય પ્રારંભ્યુ અમારી ખાનગી નોંધબુકમાં તત્સબંધી જે જે દશ્યોના શિક્ષણ વિચારો પ્રગટયા તેને કાવ્ય તરીકે ગોઠવ્યા વળાદથી પેથાપુર આવવાનુ થયુ ત્યાં પણ કંઇક લખાયુ ત્યાંથી ઉનાવા, લીંબોદરા અને માણસામાં ગમન થયુ માણસામા આશરે સો કાવ્ય લખ્યા અને સમાપ્તિ કરી પરંતુ માણસાથી વિજાપુર આવતા તત્સબંધી કેટલાક નવ્યગુણ શિક્ષણ વિચારો પ્રગટયા તેથી વિજાપુરમાં

આશરે પાંચસો બીજાં કાવ્ય લખાયાં તે તેમાં ઉમેરવામાં આવ્યાં અને કાવ્યની પૂર્ણતા કરવામાં આવી.

સંવત્ ૧૯૭૧ નું ચોમાસું પેથાપુરમાં ત્યાંના સંઘના અત્યંત આગ્રહથી કર્યું તે વખતે ત્યાં સાબરમતી સંબંધી કવ્વાલિમાં જે કંઇ લખાયું હતું તેને સાબરમતી ગુણશિક્ષણ કાવ્ય પછી દાખલ કરવામાં આવ્યું છે.

સાબરમતી દૃશ્યોની લીલામાંથી જે કંઈ સાર ગ્રહણ કરવાનો છે તે તેમાં યથામતિ યથાશક્તિ આલેખવામાં આવ્યો છે; **જેવું હૃદયમાં પ્રગટ્યું હોય તેવું જનોને આપવું** એવા પ્રતિદાનના નિયમને અનુસરી કિંચિત્ પ્રવૃત્તિ થઈ છે તેમાંથી વાચકો સ્વરૂચ્યનુસાર જે કંઈ સત્ય ભાસે તે ગ્રહે એવી લેખકની વિજ્ઞપ્તિ છે. સાબરમતી સંબંધી નવ્યગુણશિક્ષણ, હૃદયમાં ભાવિમાં ઉદ્ભવશે તો પશ્ચાત્ દ્વિતીયાવૃત્તિમાં સુધારો વધારો કરી શકાશે. હંસદૃષ્ટિને ધારણ કરી સુજ્ઞ વાચકો સત્ય ગ્રહશે તો તેઓને આ કાવ્યમાંથી ઘણું મળી શકે તેમ છે. આ કાવ્ય લખવામાં સ્વફરજ અદા કરવા કરતાં વિશેષ કંઈ કર્યું નથી. સાબરમતી ગુણશિક્ષણ કાવ્યનો સર્વદેશીય મનુષ્યો ઉપયોગ કરે તેમ છે; કારણકે તેમાં કોઈ ધર્મની સાથે વિરોધ નથી. સાબરમતી સંબંધી ગુણશિક્ષણ ઉદ્ગારોના

gin from the points $A$ and $B$ respectively, the
f the circle is

) (b) $m + n$

કવનને કાવ્ય તરીકે સ્વદૃષ્ટ્યનુસારે અમોએ આલેખ્યા છે તેથી તેમાં કાવ્યલક્ષણની અનેક નયદૃષ્ટિયોની સાપેક્ષતામા વૃદ્ધિ થાય છે પરન્તુ વિરોધ આવતો નથી મનુષ્યોમા ગુણો પ્રગટાવનાર—મનુષ્યોની ઉન્નતિ કરનાર—મનુષ્યો, દેશસમાજ અને ધર્મની પ્રગતિ કરી શકે અને આત્માની શક્તિયોની વૃદ્ધિ કરી શકે એવો જયા ભાન હોય તેને ગદ્ય વા પદ્ય કાવ્ય કહેવામા આવે તો તેના કિંચિત્ વિરોધ આવતો નથી, અને ઉલટુ તેવાં કાવ્યોથી આધુનિક કાવ્ય પ્રગતિની દિશાનો માર્ગ ખુલ્લો કરી શકાય છે એમ સુજ્ઞ, અનેક વિચારદૃષ્ટિ બિન્દુઓથી અવલોકી શકશે

સ્વહસ્તે આ કાવ્યની પ્રસ્તાવના લખવાના કરતા અન્ય સાહિત્ય સાક્ષર બન્ધુઓ જો આ સંબધી પ્રયત્ન કરશે તો તે ઉચિત ગણાશે એવુ અવબોધીને અત્ર કિંચિત્ વક્તવ્ય આ લેખવામા આવ્યુ છે

શ્રીમાન્ માણુસા સ્ટેટના ચાપોત્કટવંશવિભૂષક ગઓળ શીતપ્તસિંહજી દરબારે તથા વરસોડા સ્ટેટના ચાપોત્કટ વંશવિભૂષણ રાઓળ શ્રીસૂર્યમલજી દરબારે સાભ્રમતી કાવ્યનો થોડો ભાગ બહાર પડતા પૂર્વે વાચ્યો હતો અને તેથી તેઓ અત્યન્ત ખુશ થયા હતા વિજાપુરના કવિવર દોલતરામ,

વરસોડાના રાજકવિ પ્રહ્લાદજી તથા પંડિત ભોળાનાથજી વગેરે આ કાવ્ય વાંચીને અત્યંત પ્રમોદ પામ્યા હતા. पर-गुणपरमाणुं पर्वतीकृत्य नित्यं, निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः સન્તોની દૃષ્ટિ ગુણમય હોય છે તેથી તેઓને સાબરમતીગુણશિક્ષણ કાવ્યમાંથી ઘણું મળી શકે તેમાં કંઇ આશ્ચર્ય નથી. વિજાપુરમાં સં. ૧૯૭૨ નું ચોમાસું પૂર્ણ થયા બાદ સાબરમતી કાવ્ય પૂર્ણ છપાઇ ગયું; પશ્ચાત્ કાર્તિક વદિમાં વિજાપુરમાં શેઠ મગનલાલ કંકુચંદને ત્યાં ઉધાપન મહોત્સવના આમંત્રણથી રહેવાનું થયું. ત્યાંથી વિહાર કરી મહુડી થઇ માગશર સુદિ પાંચમે પ્રાંતિજમાં ગુરૂપાદુકા પ્રતિષ્ઠા મહોત્સવ વગેરે કાર્યોમાં ભાગ લીધો. ત્યાંથી માગશર સુદિ ૮ આઠમે વિહાર કરી વરસોડામાં પ્રવેશ કર્યો. વરસોડામાં સાબરમતીના કાંઠે એકલશ્રૃંગીના આશ્રમમાં આવી સાબરમતી ગુણશિક્ષણ કાવ્યસંબંધી વક્તવ્ય લખ્યું.

**વરસોડા }** **લે. બુદ્ધિસાગર**

---

gin from the points $A$ and $B$ respectively, the

of the circle is

(b) $m + n$

## વરસોડા-સાબરતીરે એકલશૃંગી આશ્રમ.

[ સં ૧૯૭૩ માર્ગશીર્ષ સુદિ નવમી. ]

વરસોડામાં સાબરતીરે આવતા,
એકલશૃંગી આશ્રમ દીઠો બેશ જો,
વિવિધ જાતની વક્ષિયો વૃક્ષો ઘણા,
સ્થળ એકાન્તે ધ્યાને સારો કરેશ જો. વરસોડામાં ૧
સાબરમતીની કુદરત શોભા દૃશ્ય છે,
ગાતાં મનહર પખીઓ શુભ ગાન જો,
ઉચ્ચ ટેકરે આરોહી અવલોકતા,
બહુ પ્રગટતું કુદરતનું મન ભાન જો વરસોડા ૨
મર્યાદાએ સાબર વહેતી ગોભની,
ધીમી ધીમી વહેતી દક્ષિણ ધાય જો,
બેઉ કાંઠે ગામો શહેરો ધારતી,
અવ હરીને કર્જ સદા શોભાય જો વરસોડા ૩
સન્ત સાધુને પ્રભુભજનનું સ્થાન છે,
એકલશૃંગી આશ્રમ આનન્દકાર જો,
ધ્યાન ધર્યું પદ્માસન વાળી પ્રેમનું,
પૂર્ણોલ્લાસે હૃદય થયું જાગ્રત જો. વરસોડા. ૪

યોગીઓને લાગે ભૂમિ યોગની,
દૃષ્ટિ જેવી સૃષ્ટિ મન સમજાય જો;
આત્માનુભવજ્ઞાની પ્રભુની એકતા,
કરતો ધ્યાને એકાંતે સુખદાય જો. વરસોડા. ૫
શાન્તપ્રદેશો શાંતિ શિવ સુખ આપતા,
નિશ્ચય તેમાં સંશય નહી તલભાર જો;
વૈરાગીને વૈરાગે સહુ પરિણમે,
ધ્યાનીને સહુ ધ્યાનપણે નિર્ધાર જો. વરસોડા. ૬
ધ્યાન કર્યું શુભ એકલશ્રૃંગી ઓટલે,
ચઢતે પહોરે ચડતી આત્મપ્રકાશ જો;
અર્હં અર્હં વીર પ્રભુના જાપથી,
આતમ તે પરમાતમ શુદ્ધ વિકાસ જો. વરસોડા. ૭
મંગલમય શ્રીવીરપ્રભુના શાસને,
આત્માનન્દે ક્ષણ ક્ષણ વેળા જાય જો;
બુદ્ધિસાગર મંગલમાલા પામજો,
સર્વે ભવ્યો પામો ગુણ સમુદાય જો. વરસોડા. ૮

ૐ શાન્તિઃ ૩

**વરસોડા-સાબરમતી તીરે એકલશ્રૃંગી આશ્રમ.**

**ૐ તત્સત્.**

# પ્રસ્તાવના.

**આચાર્યશ્રીની ઓળખાણ.**

ઘણા વર્ષોથી પ્રસ્તાવનાના લેખકને આચાર્ય પ્રવર બુદ્ધિસાગર સૂરિજીનો પરિચય છે. કેટલાક દિવસો તો એમની સમીપતામાં નિર્ગમેલા છે એટલે એઓશ્રીની ટવમની અને આશયોની માહિતી કેટલેક અંશે હોય એ સ્વાભાવિક છે

**સાભ્રમતિમાં પ્રેમ કેમ?**

આ શરીર સાભ્રમતિના ઉપકંઠમાં જન્મ પામ્યું છે એણે સાભ્રમતિના જળથી શરીરને વૃદ્ધિ પમાડ્યું છે હાલમાં પણ સાભ્રમતીના જળથી આ શરીર સ્થિતિ પામતું જાય છે એટલે એ માતામાં પુત્રપણાએ પ્રેમ હોય એ સ્વાભાવિક છે

કવિરાજ જગન્નાથે ભગવતી ભાગીરથીનું ગુણસ્તુતિ કાવ્ય લખ્યું છે જે હાલ ગંગાલહરી તરીકે પ્રસિદ્ધ છે એ ઘણું ઉત્તમ અને રમ્ય છે ગંગાના પુત્રને ગંગાસ્તુતિ લખવી એ યથાર્થ છે ત્યાર બાદ દક્ષિણ મહારાષ્ટ્ર દેશના ગોદાવરિ સરિ

તાના **અચ્યુતપંડિત** નામના એક પુત્રે **ગોદાલહરી** નામનું સ્તોત્ર લખ્યું છે. તે પણ સંસ્કૃત ભાષામાં છે. જાણે ગંગાલહરીની હરિફાઇ ( સ્પર્ધા ) કરીને એના કરતાં ઉત્તમતા દર્શાવવા એ સ્તોત્ર લખ્યું હોય એમ લાગે છે, અને થયું છે પણ તેમજ; કારણ કે એ સ્તોત્ર પૂરી પંડિતાઇથી લખવામાં આવ્યું છે. એના ઉપર ભાષ્ય જેવી ટીકા પણ એજ પંડિતે સ્વયં લખી છે. ગોદાવરિના પુત્રનો પરિશ્રમ ગોદાવરિ ગુણાનુવાદ માટે પ્રશંસનીય છે.

**ગંગાલહરી અને ગોદાલહરી.**

આજ કારણે મારી માતા સાભ્રમતિના ગુણાનુવાદ કરવા મારી અલ્પ છતાં પણ મતિ ઉશ્કેરાઈ, અને એક એવુંજ સ્તોત્ર લખવા આરંભ કર્યો. તેમાંથી કેટલાક સંસ્કૃત શિખરિણી છંદો લખ્યા. તેમ ગુજરાતીમાં પણ નાનકડાં એક બે અષ્ટક પંચક જેવાં સ્તોત્રો લખ્યાં.

**સાભ્રમતી લહરીનો આરંભ.**

એટલામાં માર્ગશીર્ષ શુક્લા અષ્ટમીના રોજ આચાર્યપ્રવર બુદ્ધિસાગર સૂરિજી વરસોડે પધાર્યા. એમનો સમાગમ થતાં સાભ્રમતી બાબતે કાંઇ લખ્યું છે ? એ વાર્તા ચર્ચાઈ. મ્હેં મારી માન્યતા પ્રમાણે જે લખ્યું હતું તે કહી

**એટલામાં સાબર કાવ્યનું સહજ દર્શન.**

કીધુ એવામા એઓશ્રીએ જાતે બનાવી છપાઇ ગયેલા ફરમાવાળુ સાબરમતી ગુણ શિક્ષણ કાવ્ય બતાવ્યુ એ મ્હેં વાંચ્યુ વાચતા કાઇ નવીનજ ચમત્કૃતિ જોઇ અને અત્યાનન્દાવેશથી પ્રસ્તાવના લખવાનું મ્હેં કામ લીધુ

**જુનું અને નવું**

આચાર્યશ્રીએ પોતાનીજ પ્રચલિત માતૃભાષામા સાબરમતી ગુણ શિક્ષણ કાવ્ય લખ્યુ છે તેમા મન્દાક્રાન્તા અને હરિગીત એ બે છંદો મુખ્ય છે તેમા નવાયુગની નવી બહાર રૂપે ગુર્જરગિરામાં પરિમલ આપતી ગઝલો પણ દૃષ્ટિગોચર થાય છે કવિતા રચના નવા વાતાવરણના પ્રમાણે છે, કારણ કે બાપા કવિઓએ કવિતાના અનુપ્રાસની ફરજ માનેલી છે પણ વીસમી સદીના કવિઓએ અને આર્યાવર્તના તદ્દન સંસ્કૃત કવીશ્વરોએ એની નિત્યતા માની નથી એને માટે અમને કાઇ તકરાર નથી અમો તો એમ માનીએ છીએ કે જે બંદુક નિશાન પાડે તેજ ખરી બહારથી સુશોભિત બંદુક હોય પણ બહાર કરી નિશાન પાડી શકે નહિ તે 'निर्गंधा इव किंशुका' ન્યાય વગરના પલાશ પુષ્પ જેવુજ જાણવુ. એમજ કવિતા બહારથી સુશોભિત હોય છતા હૃદય પરપર સચ્ચારિત્રની અથવા ખરા ખુમારીની છાપ પાડી, કાવિક,

વાચિક, અને આત્મોન્નતિ કરે નહિ એ કાવ્ય નિર્ગંધકિંશુક સમાનજ જાણવાં.

**यावानर्थ उदपाने, सर्वत संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु, ब्राह्मणस्य विजानतः ॥**

શ્રીગીતા.

**ખાસ કોની જરૂર.**

ચારે બાજૂથી છલોછલ ભરેલું સરોવર હોય પણ તેમાંથી તૃષા છીપાવા યોગ્ય જળની આપણને જરૂર છે. એમ સર્વ વેદગ્રન્થોમાંથી આત્માની ઉન્નતિ કરવા લાયક ઉપદેશોની આપણને જરૂર છે. આ ભાવના જાણે નજર આગળ રાખીને આખું કાવ્ય લખ્યું છે. જુઓ—

મીઠા મીઠા કલરવ વડે વિશ્વને બોધ આપે;
મીઠા શબ્દો ગુણગણ ભર્યા સર્વનાં ચિત્ત વ્યાપે.

હે દેવિ સાભ્રમતિ !

"તું ત્હારા મીઠા અતીવ મધુર શબ્દોવડે આખા વિશ્વને એવો બોધ આપે છે કે, **ગુણગણભર્યા** સદ્ગુણના સમૂહોથી ભર્યા શબ્દો સર્વનાં ચિત્તોમાં વ્યાપે છે; અર્થાત્ માનવ માત્રને શ્રેયસ્કર હોઇ ગ્રાહ્ય હોઇ શકે છે, સરખાવો આ શબ્દ જોડે ભગવદ્ગીતા—

सत्य प्रियं हितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव, वाङ्मय तप उच्यते ॥

જે વાક્ય સત્ય હોય, પ્રિય હોય અને સર્વ જીવનું હિત કારક હોય તે વાઙ્મય તપ કહેવાય છે

**સત્ય અને મીઠાઇની મજાહ.**

મીઠા શબ્દોવડે શુક, સારિકાઓ માનવોને આહ્લાદ આપી પ્રિય થઇ પડે છે મીઠાં જળ ઝરણાંના શબ્દો નૈસર્ગિક આનંદદાતા થઇ પડે છે વ્યાધ્ર જેવા અને હસ્તી જેવા જનાવરોને ખુશી કરવા તેમના માલિકોના શબ્દો ઘણાજ ઉપયોગી થઇ પડે છે એમ માનવોના મીઠા શબ્દો અન્ત કરણમા ઓતપ્રોત થઇ તેને માર્ગે વાળી શકવા સામર્થ્યવાન થઇ પડે છે

આ તો એક વાક્ય માટે સામાન્ય વિવેચન છે પણ આખા કાવ્યમાં સાગમતીનું અવલોકન, એનું વર્ણન, એના આજૂબાજૂનાં વૃક્ષના દેખાવ, એમાં બહારથી આવીને બગીના હજારો અન્ય જળઝરણાંઓ, વૃક્ષોપર બીરાજેલાં પખીઓના મધુર મધુર આલ્હાદ, ફીનારા ઉપરના ઉંચા મીનારા જેવા પથ્થરના અને મૃત્તિકાના પહાડોમાં પંખિઓને રહેવાના સુખકર ગુહો, (ખીણો), નદીનો નિર્ગમન સમયે સુક્ષ્મ દેખાવ,

તે ઉપરથી લેવાતો બોધ અને એજ પ્રવાહ પાછો સ્થૂળ સ્વરૂપ ધારણ કરે છે તે શામાટે? શાને લઇને? આદિ આદિ કુદરત પ્રવાહ ઘણોજ રમ્ય ચિતર્યો છે. તે સાથે માનવ જીવનને ઉચ્ચ બનાવનાર સદુપદેશ આલેખ્યો છે તે ખરેખર કાવ્યની ચમત્કૃતિ, તે કાવ્ય કર્તાની હૃદયક્ષેત્રદિશા સૂચવી આપે છે. નવાં વાતાવરણવાળાઓ માટે જૂના લેખો હવે પ્રાયઃ આનંદ આપનારા રહ્યા નથી. જેમાં પૌરાણિક લેખો હોય તેઓ હવે જેને ગ્રાહ્ય અને ઉપયોગી છે તેને માટે તો છેજ; પણ બુદ્ધિક્ષેત્રનેજ પ્રાધાન્ય માનનારાઓને એ લેખો આનંદ આપતા નથી. એ મ્હે સ્વયં જોયું છે અને સાંભળ્યું છે. એને માટે અમે એકાદ ઉદાહરણ આપીએ છીએ. આ શ્લોક ગોદાવરી લહરીનો છે.

**કાંઈ જૂનાનું દર્શન.**

**स्फुटं लोके शास्त्रेऽपिचनृपसमाहीतजलतो ।**
**ऽधिकं पूतं विप्राहृतमुदकमित्येश नियमः ॥**

"હે ગોદાવરિ! લોકમાં અને શાસ્ત્રમાં પ્રચલિત અને પ્રસિદ્ધ વાર્તા છે કે રાજાઓના ત્યાંના પાણી કરતાં બ્રાહ્મણના હાથે લાવેલું પાણી પવિત્ર અને ઉત્તમ ગણાય છે. અર્થાત્ શ્રી

**જૂની કલ્પના.**

ભાગીરથી ગંગાને ભગીરથ નામના રાજા લાવ્યા છે એટલે ગંગાનું જળ ક્ષત્રિયના લાવ્યાનું પાણી થયું, અને ગોદાવરીને કશ્યપ નામના ઋષિ લાવેલા હોવાથી તે બ્રાહ્મણનું લાવેલું જળ થયું માટે અને ગંગા કરતા ગોદાવરીની ઉત્તમતા ગતાવી છે આવા હેતુને લઇ અગ્યુન પંડિત કહે છે કે ગંગા કરતા પણ હે ગોદાવરિ! તું અધિક પાવન છે આ નિશ્ચયે હું ત્હારી સેવા કરૂં છુ, ત્હારૂં સ્નાન કરૂં છુ, ત્હારા જળનું હું પાન કરૂં છુ "

જો કે આ શ્લોકમા કલ્પના ઘણી સારી કરી છે તે સમયના લોકોને માટે આ શબ્દ સામાન્ય કહી શકાય નહિ પણ નવા લોકો તો ભગીરથનું ગંગાનું એ પ્રકારનું લાવવુંજ પ્રથમ તો અસંભવિત છે એમ માને છે માટે એમને માટે નવા રૂપે ઉત્પન્ન કરવો જોઇએ ત્યા જુઓ આ કાવ્યમા-

**નવા માટે નવું.**

" દશાશ ન સરખા કોઇના વહેતા જતા આ વિશ્વમા,
ચડતીજ ત્યા પડતી થતી પડતીજ ત્યા ચડતી થતી,
જેવી અવસ્થા આવતી તેવીજ જીવો ભોગવે,
અભિમાન માનવો ના ધરે એવુજ પોતે શીખવે ૪૦ "

**ચડતી પડતી.**

આ સાબરમતીમાં જ્યારે ચોમાસામાં જળ ખૂબ ભરાઇ આવે છે અર્થાત્ પૂર તેમાં આવે છે ત્યારે તે બન્ને કાંઠાઓમાં જળથી ખૂબ ભરાઇ જાય છે. પછી થોડા દિવસે એ પાણી ઉતરી જાય છે. આમ એક તરફ સાબરમતી પ્રતિવર્ષે ઉન્નત પણ થઇ જાય છે અને પાછી ઉન્હાળામાં તો તદ્દન શુષ્ક જેવી થઇ જાય છે. જ્યાં એક વખતે જળની ચડતી હતી ત્યાં બીજા વખતે પડતી થઇ જાય છે. સાબરમતીને ઇચ્છા ન હોય કે મ્હારે ઉન્નત થવું નથી અગર ઇચ્છા ન હોય કે મ્હારે પડતી જોઇતી નથી. પણ શું કરે? સંસ્કારવશાત્ એ દશા એને ભોગવવીજ પડે છે. એમ માનવને ચડતી તથા પડતી સંસ્કારવશાત્ આવી રહે છે. ઉન્નત લોકોએ ફુલાઇ ના જવું જોઇએ. તેમણે નિશ્ચય સમજવું જોઇએ કે પડતી આવશેજ, અને પડતીવાળાએ દુખમાં ડુબાઇ પણ જવું નહિ જોઇએ કેમકે જરૂર ચડતી એક દિવસ આવશેજ.

**સત્સંગ માહાત્મ્ય.**

આ કાવ્યમાં પ્રાયઃ સાબરમતીના ઘણા ગુણનું કર્ત્તાએ શિક્ષણ લીધું જણાય છે. કેટલાક વિષયોનું વર્ણન કરી સોળમા છંદમાં જણાવ્યું છે કે આ સાબરમતી જળમાં પડેલા પત્થરોનું આકર્ષણ કરે છે તેમજ તે પ-

ત્થરોનુ પરસ્પર ઘર્ષણુ કરે છે. નાના સરખા પત્થરો બેડોળ હોય તોપણુ તેને ગોળાકાર રમ્ય બનાવે છે એમ જ્ઞાનીજનો પોતાની પાસે આવેલા અજ્ઞાની મૂઢતમને પણુ શિક્ષણુ આપી સુન્દર જીવનમય બનાવે છે તેમજ આ નદી જડ પત્થરોની સંગત કરતી છતાં જડપણું સ્વય સ્વીકારતી નથી, એમ જ્ઞાનીજનો જડબુદ્ધિવાળાઓ પાસેથી જડબુદ્ધિ સ્વીકારતા નથી

જડ પત્થરોની અદરથી નીકળેલા જળના વહન થતા ઝરણુાને પોતે આશ્રય આપે છે, એમ અજ્ઞાન ટોળામાથી આવેલાને અથવા દુ ખના ડુગરોમાથી આવેલાને પ્રાજ્ઞજન શરણુ આપે છે અન્નના ઝરણુાનો સ્વીકાર કરી નદી વિપુ ળતા ધારણુ કરે છે એમ ઘણા જનોને આશ્રય આપી સુજન વિશ્વમા વિપુલતા માણે છે વર્ષાઋતુના પૂરમા મળેલા માટીના ઢગલા જેઓ જળ પ્રવાહની આજૂબાજૂ હોય છે તેઓને ધીમે ધીમે જળવહનિકા તોડી નાખે છે એમ ધીમે ધીમે મર્યાદ રૂપ હાલમા મનાતી પણુ વાસ્તવિક અમર્યાદાને તોડી મર્યાદરહિત અર્થાત્ અપાર બ્રહ્મભાનમા યોગી થઇને ભળે છે

આ કાવ્યની આ તો ઉત્થાનિકા છે, અર્થાત્ ટુંકમાંજ વિવેચન લખી ગ્રન્થનો ઉદ્દેશ જણાવવો જોઇએ. એટલે વધુ આલેખવાનો અવકાશ નથી. એવો કેટલોક વિષય જવા બાદ બત્રીશમા છંદમાં **दातारनो उपर हाथ** એવો વિષય આવે છે. એનો ઉદ્દેશ એવો છે કે મોટા જ્ઞાની-જનો પણ ભિક્ષા લેતી વખતે પોતાનો હાથ નીચો રાખે છે ત્યારે સામાન્ય જન પણ જો દાતા હોય ત્યારે તેનો હાથ ઉપર રહે છે. આનો ભાવાર્થ એટલો છે કે સુજ્ઞ માનવે યાચક-ભાવને પ્રાપ્ત થવું નહિ પણ સદા દાનાઈ રાખવી એજ ભૂષણ છે. દાના થઈ ઉચ્ચ રહો. ઉચ્ચ હોવા છતાં યાચકપણે નીચ-ત્વ પ્રાપ્ત થાય છે. આમ છતાં પણ અહો મોટા જનને ભિક્ષા માગવાનો સમય અને સામાન્યનો ઉચ્ચ ભાવ. આ કુદ્રતનો કાયદો એક વિચિત્ર રીતે વર્ત્તે છે.

**વધુનો સમય નથી.**

**દૈવ!!**

**સ્પર્ધા—**

નદી કહે છે હું વહન થાઉ છું. પ્રતિદિન આગળ વધું છું, આથી વિશ્વમાં ઉન્નતિ પામી છું. અરે માનવીઓ! તમો માત્ર વાચ્યાર્થથી નહિ પણ અનુભવાર્થથી આગળ વધો. માત્ર

**સ્પર્ધા.**

સંકલ્પના માત્ર વાણી વ્યાપારના કોટિ યત્નો કરો પણ તમો ઉદ્યમ કર્યા વિના આગળ વધી શકશો નહિ

જળના પૂર વખતે આ નદી અશ્વની ગતિ પ્રમાણે દોટ કરે છે બન્ને કાંઠાઓમા પણ જાણે પાણી ન માતું હોય એમ ભરપૂર જળ થઈ જાય છે જેમા અનેક બુદ્બુદો ઉત્પન્ન થાય છે પણ તે સર્વે થોડા સમયમા વિલય પામી જાય છે તે સર્વેની ક્ષણિકતા છે માણસનું સામર્થ્ય પ્રગટ થતા આવીજ સ્થિતિ ઉત્પન્ન થાય છે પણ ત્યાં ભૂલવુ જોઇતું નથી કે એમા અનેક પ્રકારની અનિત્યતા સમાઈ છે "ગજગજ અનાજ કરે કપરા પણ તે ગજરાજ ટળેજ ટળે, સુખમાજ ઝહાજ સમાન દિસે પણ તે સુખગજ ચળેજ ચળે"

આમ નદીના ધુઘવાટ ઝટિતિ સમાઈ જાય છે અરે ક્ષણભંગના મેમાન! તું ભૂલીશ નહિ તું

**સુખમા છકો નહિ.** ફૂલીશ નહિ, થોડા વખતમા ત્હારા લક્ષ્મીના અને યૌવનના ધુઘવાટ દૂર થઇ જશે

વળી પચાસમે છંદે પૂજ્ય કહે છે કે સતીનું એવુ વર્તન હોય છે કે પતિમા સતી તન્મય થઇ જાય

**તન્મયતા અને પતિવ્રત.** છે તે નારીનો એક દિન એવો આવે છે કે તે સ્રીત્વ બદલી પતિસ્વરૂપ થઇ જાય

માન-તાન ભૂલવું જોઇએ' એવા પ્રસંગમાં પણ ભૂલે નહિ તો તેની તેવી ભાષા અન્યને પણ પ્રિયકર થઇ પડે છે.

**સ્વભાષાને સાચવો.**

મને તો વધુ પ્રસંગ નથી પણ મારા સ્નેહી ડૉ. મહા દેવપ્રસાદ કંથારીઆકર કે જેઓ વિજળી આપી અમેરિકાની નવીન શોધ પ્રમાણે દરદો મટાડી શકે છે. તેઓ સભ્ય છે. ભાષાજ્ઞાન તેમનું બહુ સારૂં છે. તેમણે મને કહ્યું હતું કે- "લોકમાન્ય દેશભક્ત મોહનલાલ કરમચંદ ગાંધી કે જેઓ ઇંગ્રેજી ભાષાના બેરિસ્ટર છે; એમનું ઇંગ્રેજી જ્ઞાન ઉચ્ચ પ્રકારનું હોય એ સંભવિતજ છે-આફ્રિકાના પ્રવાસમાં સ્વદેશીઓના કષ્ટ નિવારણ પ્રસંગમાં એમણે અનેક ઇંગ્રેજો, જર્મનો, અમેરિકનો સાથે પરિચય કરેલો છે. અર્થાત્ એઓ સાથે ઘણો કાળ વ્યતીત કરવાથી સંસર્ગમાં પણ ઇંગ્રેજી જ્ઞાન કેટલું વૃદ્ધિ પામ્યું હશે? તે જાણવા જેવું છે-પણ તેઓ જ્યારે ગુજરાતી ભાષા બોલે છે ત્યારે એક પણ ઇંગ્રેજી શબ્દ ગુજરાતીમાં પ્રવેશ થવા દેતા નથી. આ કેટલી સંભાળ! હાલનાં તો કેટલાક અમારા બાંધવો ગુજરાતી ભાષા બોલવા માંડે ત્યારે **अर्धदग्धवत्** અર્ધું ઇંગ્રેજી અને અર્ધું ગુજરાતી આમ ખીચડો કરી નાખે છે, ત્યારે ગુજરાતીઓ અને ઇંગ્રેજો બન્નેની

ભાષાઓમા તેઓ હાસ્યાસ્પદ જોવાય છે" આમ ન થાય માટે એકજ ભાષા શુદ્ધ બોલો અને પોતાના દેશી ભાઇઓના રી ભાષામા સેવા કરી દુખ ટાળો તમારી માતૃભાષાના વચન શુ અમૃત સમાન નથી ? આ કાવ્યમા આ વિષય પણ કેદેરોનો અતીવ ગ્રાહ્ય છે

કર્તાએ આ એક ભાવાત્મક ઉત્તમ કાવ્ય લખ્યુ છે એમા મરીહ નથી આને હજી ટીકા ટીપ્પણુ વગેરેનુ કામ છે. થોડા સમયમા આ કાવ્ય હવે મમાજના કરકમળોમા હાજર થશે કોઇ સાક્ષરે આને હાથમા લેવાની જરૂર છે

**કેટલાક કાવ્ય વિષય.** પરસ્પરોપગ્રહ, જન્મભૂમિને ધન્યવાદ, સ્વાશ્રય પ્રવૃત્તિ, સ્વાશ્રયીને સાહાય્ય, પરમાર્થની યાત્રા, નવ પરિવર્તન, નવરમે વહેવુ, પ્રતિરોધકનો નાશ, મનમેળથી ઠડક, સ્વજાતિ મેળ, કુદ્રતિ ખરી શોભા, તાપથી કિમત, દુખ પછી સુખ, સાબરમતી પ્રતિ લોકની પૃચ્છા, સાબરમતીનો ઉત્તર, અવસ્થા ફરે છે, દાની ગરૈઆ, અર્થીનુ પાસે આવવુ, પ્રીતિથી પરસ્પર સામા જવુ ઉપકારમય જીવન આદિ આદિ ઘણા સારા વિષયો આ કાવ્યમા ચર્ચાએલા છે એના પૂર્ણ

અવલોકનથી હૃદયશાલીને તો પ્રમોદ મળશે. પછી—

ज्ञानलवं दुर्विदग्धं ब्रह्माऽपि तं नरं न रञ्जयति ॥

જ્ઞાન બળથી દુર્વિદગ્ધને બ્રહ્મા પણ શી રીતે રંજન કરી શકે?

**ઉપસંહાર.**

માર્ગશીર્ષ શુક્લા ૧૦ ૧૯૭૩.

લી૦
પંડિત ભોળાનાથ શર્મા.
વરસોડા.



ॐ अर्हनमः

# साबरमती गुणशिक्षण काव्य.

(રાગ મન્દાક્રાન્તા).

વ્હેતી ઝીણા કલરવવડે ઝીલતી મેઘવૃષ્ટિ,
વ્હેતી વેગે જલપુરવડે ખેલતી ઓગ સૃષ્ટિ,
મીઠા ઝીણા કલરવવડે વિશ્વને શીખ આપે,
મીઠા શબ્દો ગુણ ગણુ ભર્યા સર્વના ચિત્ત વ્યાપે ૧
વ્હેતી વેગે જલપુરવડે લોકને એ જણાવે,
શક્તિયોથી વહન કરતા આત્મને જે ઉપાયે,
સાચી-પૂરી પ્રગતિ પથની ઉન્નતિ તુર્ત થાતી,
પૂર્ણાત્મામા લદબદ બની જીવતા મુક્તિ થાતી ૨
વ્હેતી રહીને જલબળવડે વિશ્વને બોધ આપે,
વ્હેગે જેઓ પ્રગતિ પથમા પૂર્ણતાએ જ વ્યાપે,
તારૂઓને શ્રમબળવડે પારમા સ્હાય આપે,
પામે તેઓ શ્રમબળવડે સત્યનો પાર વેગે ૩

મૌની થઇને પ્રગતિ કરતી વિશ્વને એ સુઝાડે,
મૌની થઇને કરણી કરવી સાધ્યની દૃષ્ટિ ધારે;
નાવીકો સૌ ભ્રમણ કરતા નાવથી તૂજ મધ્યે,
વિદ્યાયાને ઉપર તરતા લોક સંસારજલધો. ૪

રેતીઓના ઢગ બહુ કરી લોકને તું જણાવે,
જેઓ યત્ને પ્રગતિ કરતા લક્ષ્મીથી તે સુહાવે;
ગાડાં છોડી પથિકજનતા આશરો પાસ લેવે,
આપે તેને જનભર મળે પાસ તેની રહે છે. ૫
ચાંદો ભાનુ પ્રતિકૃતિ ગ્રહી લોકને એ શીખાવે,
સાચાં ચિત્તો ગ્રહણ કરતાં સત્ય તેજે સુહાવે;
ખાડો ખોદે જલ બહુ દિયે દાનીનો પાઠ બોધે,
જેણે આપ્યું પુનરપિ અહો તેજ આપે પછીથી. ૬

દુષ્કાળોથી નરમ જગને રક્ષતી આત્મભોગે,
ઉન્હાળામાં ગરીબ જનને આશરો પૂર્ણ આપે;
ત્હોયે ઉંચું મુખ નહિ કરે માન ચિત્તે ન આણે,
ત્હારી રીતિ ઋષિજન ચહે પાસ બાંધી મઠોને. ૭
ધોળાં ધોળાં સરસવરણી સારસાં કંઠ બેસે,

ગ્નાની ધ્યાની શરણ લહતા પાપવૃત્તિ બકો રે,
મોટાઇની હદ શુભ ધરે આશરો ખૂબ આપી,
ત્મોથી તુ ગુણગણ લહી તુજથી તેમ સંતો
ગાયો બેસો પ્રિયમનવડે ઘાસ કાંઠે ચરે છે,
ગોવાળીયા વિવિધ રમતો બેશીં કાઠે રમે છે,
શબ્દો રૂડા વિહગ વદતુ કુદી ઉડી ભમે છે,
આધારોને લઈ જલચરો શર્મક્રીડા કરે છે
આવી નેકી શુભજનવિષે પ્રેમ બે છે જ કાહ્ય,
સન્તોમાહી સરસનદિની સત્યની ચિત્ત વ્હેતી,
તેને પાણી સરસમનુજો પ્રેમઘેલા બને છે,
ખાતા પીતા ગુપ્ત ગણુ અહો ! ખૂબ મસ્તી કરે છે ૧
આધારોને ગ્રહી જન અહો ! સત્યમા ખૂબ મ્હાલે,
આધારોથી અવનીતલમા માનવો નિત્ય શોભે,
આધારો લઇ મહુજન ચડે ખૂબ દૃષ્ટાન્ત દેખો,
આપે શિક્ષા નદી ગુણવડે માનતા શીખ શાન્તિ ૧
આહા !! કેવી અગણિતજલે વારિધિમાહિ જાવે,
પાણી પૂરો નિજપતિ અહો ! આત્મને ત્યા સમાવે,

આહા !! થાતી અમર જીવને ભિન્ન ક્યારે ન થાતી,
આહા !!! ત્હારી અનુપમકળા પાર ભેદૂજ પામે. ૧૨
શિક્ષા આપે ચરિત બળથી વિશ્વને મૌન ધારે,
પૂરા સાથે પરમ રસથી મેળ સાચો કરીને;
તેની સાથે ભળી બહુ જવું ઐક્યરૂપે બનીને,
નક્કી તેથી અમરજીવને જીવવાનું થવાનું. ૧૩
ન્હાનાઓ તો પ્રતિદિન ચહે મોટકાંનેજ ભાવે,
મોટામેળે અમરજીવને પૂર્ણ શાન્તિ થવાની;
સાચાભાવે પરમ રસથી પ્રેમ જેમાંજ થાતો,
તે ત્યાં આવે બહુ દૂર થકી સાભ્ર એવું શિખાવે. ૧૪
જ્યાં ત્યાં ચાલી નિજગતિથકી આત્મનું દાન આપે,
જેવાં પાત્રો ગ્રહણ કરતાં તે સ્વરૂપે સુહાવે;
તેવી રીતે સુજન જગમાં શીખ ચિત્તે ગ્રહીને,
આત્મત્યાગે સકલ જગને દાન નિષ્કામ આપે. ૧૫

(હરિગીત).

જલમાં પડેલા પત્થરોને ઘર્ષતી આકર્ષતી,
જડ પત્થરો પણ ગોળ થૈ શોભા મજાની આપતા;

ચૂરા કરીને પત્થરોના રેતી સમ ઝીણા કરે,
જડ પત્થરોની સંગતે ના જડપણુ પોતે ધરે ૧૬
જડ પત્થરોથી નીકળ્યા જે ઝરણ તેને શરણુ દે,
ઝરણા ઘણાને ઝીલીને વ્હેતી છતી મોટી બને,
મર્યાદ [1]તેઢ તોડીને મોટી વતી પટ પાથરે,
નૈસર્ગિકી તવ ચાલ એ શિક્ષા સમર્પે નવનવી ૧૭
સન્તો મહન્તો જડજીવોને ખેંચતા નિજ મધ્યમા,
જડતા જીવોની ચૂરીને લઘુતા કરે નિજ શક્તિથી,
એ જડજીવોની સંગતે ના જડ થવુ ક્યારે ઘટે,
એવી શિખામણ આપતી નૈસર્ગજીવનને ધરે ૧૮
જડસમ જીવોથી ઉદ્ભવી વ્હેના વધુ પ્રગતિ પથે,
જડસમ જીવોને શરણ દઇ [2]વૈપુલ્ય ધરવુ શક્તિથી,
નિજ સમ જીવોને મેળવી નિજમાં સમાવી ચાલવુ,
મોટા થવાની યુક્તિ એ મર્યાદ તેઢ તોડવી ૧૯
ખળખળ મધુર શબ્દની ગોઆમિષે તું ટહલતી,

---

૧ તેઢ—કીનારા ઉપરની ઉંચી માટીની દીવાલો—ભેખડો
૨ વિસ્તારપણુ

નવનવ તરંગે નાચતી ભમરા જ મધ્યે ધારતી;
બાળક યુવકને વૃદ્ધસમ નિજની અવસ્થાઓ ધરે,
ઉપકંઠ બક પંક્તિમિષે કીર્ત્તિ ધવલતા આચરે. ૨૦
ભાષારસીલાશબ્દથી વદવું જનોની સાથમાં,
ઉચ્ચાશયોની મોજથી મસ્તો બનીને મ્હાલવું;
નવનવવિચારો યોજીને આનંદ લેવો નવનવો,
અનુભવકળા આવર્તને નિજ હૃદયમાં ઉપજાવવા. ૨૧
સરલાઈમાં બાળકસમા યુવકસમા જ પરાક્રમે,
વૃદ્ધોસમા સ્થિરતાવડે ત્રણ્યે અવસ્થાઓ ધરો.
આ વિશ્વ મધ્યે ચાલીને યશ કીર્તિ ઉજળી ધારવી,
શિક્ષણ ગ્રહો એ યુક્તિથી પ્રગતિપથે ઉન્નત થવા. ૨૨
સ્વાર્પણ દશા દેખી અહા ! આકાશમાંહિ ચંદ્રવો,
બાંધ્યો અહાહા ! ! કુદરતે ચાંદો પ્રકાશી ઝગમગે;
શુભ તારકોનાં ઝૂમણાં આકાશ ચંદ્રુએ ઝગે,
પરમાર્થતા એવી થતાં લોકોજ શોભા એ લહે. ૨૩
નિજ જીવનના વિસ્તારમાં નવ નવ સુધારા આચરી,
સાને શિખવતી લોકને નવ નવ સુધારા પાઠને;

આત્મોન્નતિ સુખશાન્તિના નવનવ સુધારા આદરો,
અનુભવ કરીને જીવનના વિસ્તારમા પગલું ભરો ૨૪
બહુ જોરથી પાણી નવુ આવી મલીનને ધમડતુ,
બહુ જોરવાળાપાણીના જોરે મલીનતા જાય છે,
દુર્ગુણ દોષો ગદકી ટળતી અહા !!! એવા બળે,
[1]માલીન્ય જુનામા થતા નાશે જ નવ પાણીબળે ૨૫
બોલે સુધારો નહિ થતો બદબોઈ ના દૂરે ટળે,
પાણી નવુ પ્રગટાવીને વહેવાથકી સહેજે ટળે,
બહુ મલીન પાણી કાઢવા બહુ નવ વહાવો પાણીને,
વિદ્યોન્નતિદેશોન્નતિધર્મોન્નતિ સુખકારણી ૨૬
ત્યાથી નીકળતી ત્યા અહો ! હા ! ગગા જેવી શોભતી,
પશ્ચાત્ બીજા ઝરણુથી ભેટતી જતી મોટી થતી,
કુદરતનો એ કાયદો ન્હાના થકી મોટું થવું,
શુભ ધર્મ કર્મ સમાજની વૃદ્ધિતણું દૃષ્ટાંત એ ૨૭
ઉજ્જર્ગુમાદિ શુષ્કના થાતા થતી લીલ જ ઘણી,
જેના પ્રવાહે બંધ ત્યા બદ્બોઈ છે સેવાલની;

---

૧ મલીનતા—મેલાપણું.

જ્યાં શુષ્કતા સંકોચતા ત્યાં દુર્ગુણોની ગંદકી,
થાતી અહો! મોટાઇની પાછળ વિપત્તિ આવતાં. ૨૮

[1]વ્હેતા પ્રવાહો પ્રગતિના બંધજ પડે દુર્ગુણ વધે,
વ્હેતા પ્રવાહો નહિ રહે ત્યાં દોષની સેવાલ છે;
સેવાલને ધારણ કરી શિક્ષા મઝાની આપતી,
મર્યાદથી રહેતા જનોમાં દોષવણ કોય જ નથી. ૨૯

આ વિશ્વમાં કોઈ નથી દુર્ગુણ વિનાનું દેખવું,
દુર્ગુણ સદ્‌ગુણ કલ્પના નિજદૃષ્ટિના અનુસારથી;
આ વિશ્વની કુદ્રત અહો! એવીજ ત્યાં આશ્ચર્ય શું?
બહુ સૂક્ષ્મ દૃષ્ટિ દેખતાં નહિ ગમ પડે કુદ્રત્‌તણી. ૩૦

યાચક બની નીચી રહે ઉપર વહે છે વાદળાં,
જલદાન લેતી પૃથ્વી તે નીચી રહે છે તુજથકી;
દાતારની છે ઉચ્ચતા લેનાર નીચો થાય છે,
એ કાયદો કુદ્રત્‌તણો શીખવે જગત્‌ના લોકને. ૩૧

---

૧ વ્હેતું પાણી નિર્મળું, ઠરતાં ગંદુ હોય;
સાધુ તો વ્હેતા ભલા, ઠરતાં ગંદા જોય.

દાતારનો ઉપર હાથ.

તીર્થંકરો નિજ હસ્તને ભીક્ષાસમે નીચા કરે,
દાતારનો ઉંચો રહે છે હસ્ત તે સમયે અહો !
કેવું અહો ! ઉત્તમ કહ્યું લેવું જ નીચું થઈ અરે !
નૈસર્ગ કુદરત કાયદાને ફેરવી ના કો શકે ૩૨
જલને ગ્રહણ કરતા રહે લોકો સકલ નીચા નમી,
જલ જન્તુને એ કાયદો લાગે નહીં પ્રીત્યા અહો !
અનુરાગીને તન્મયપણું નીચા નમ્યાનું ત્યાં નહીં,
ત્યાં જીવવું જુદા પડી ત્યાં નમનરીતિ છે નહીં ૩૩
ગંગા નદી ને નર્મદા તાપીપ્રમુખ સ્પર્ધા કરે,
સમૃદ્ધિથી મોટી થવા યત્નો ઉપાયો આચરે,
સ્પર્ધાથકી ઉન્માદ ધીરજ લાગણી વધતી રહે,
ઇર્ષ્યા વિના સ્પર્ધા બની આત્મોન્નતિ વેગે વહે ૩૪

સ્પર્ધા.

સ્પર્ધા શિખવતી લોકને સ્પર્ધા કરી આગળ વધો,
પાછળ પડ્યા ક્યારે નહીં આનન્દ વહી સુખડાં લહો,
સ્પર્ધા સુલોની પામવા યત્નો કરો કોટી નમે,

ઉદ્યમથકી શ્રદ્ધાળુઓ આનંદની મોજે રમે. ૩૫
પીધું ઘણું તવ પાણીને રાણા પ્રતાપે પ્રેમથી,
અવટંક શૂરો ટેકીલો તેથી થયો જગ ગાજીયો;
કુંભો હમીર ને વિજલદે તવ પાણી પીને રાખીયું,
નામે અમર જગમાં થયા ભેદુ લહે છે ભેદને. ૩૬
અંબોડ વરસોડા વિજાપુર શહેર પેથાપુર વળી,
મહુડી અનોડા રણશિંગા ધાંટુ વગેરે ગામના;
રજપુત ભિલ્લો રક્ષીયા આશ્રય મઝાનો આપીને,
પાણી શૂરૂં છાનું રહે ના બીજ શૂરાનાં ઘણાં. ૩૭
જલપૂર સમયે અશ્વદોટે દોડતી વ્હેતી જતી,
બે કંઠમાં માતી નહીં બુદ્બુદ્ ઘણા પ્રકટાવતી;
ઘુઘવાટ કરતી જોરથી જડ ઝાંખરાં તાણી જતી,
વાર્યું ન કોનું માનતી પાણી જતાં ધીમી થતી. ૩૮
સામર્થ્ય વધતાં સર્વની એવી અવસ્થા આવતી,
બુદ્બુદ્મિષે એ ક્ષણિકતા સહુની વહી દર્શાવતી;
ઘુઘવાટ સરખા ના રહે કોના સદા દિલ જાણવું,
પાણી જતું સૌનું રહે એવું હૃદયમાં આણવું. ૩૯

સરખા ગણી સહુ જીવને દાની બની જગ જીવતી. ૪૩
દૃષ્ટાંત એવું મન ધરે જે જે મળ્યું પરમાર્થમાં,
કરવા જ તેનું દાન હક છે સર્વને લેવાવિષે;
લેવું જ દેવું સર્વને નિજશક્તિના અનુસારથી,
સહુનો સકલમાં હક્ક છે વાડો ન કાંટાની કરો. ૪૪
જે જે મળે તે સર્વના માટે જ મનમાં માનવું,
સાથે ન કો લેઇ જતું નિષ્કામથી દો દાનને;
નદીના સમા જો ના થયા તો મનુજ થાતાં શું વળ્યું?
વહેતા રહો આ વિશ્વમાં પરમાર્થજીવનકારણે. ૪૫
મરૂભૂમિ માતાને ઘણા મુજ ધન્યવાદો જાણવા,

**જન્મભૂમિને ધન્યવાદ.**

સંતાન જેનાં સ્વાર્પણે શૂરાતને રાજી રહે;
જે ક્ષાત્રકર્મી યોગીઓની ખાણ સાચી મરૂધરા,
તે ભૂમિનાં સંતાન સાબર સમ અહો! આશ્ચર્ય શું. ? ૪૬
માતા સમાં બાળક કહ્યાં ને વડસમા ટેટા કહ્યા,
શૂરી જણે છે શૂરને રજપુત જગમાં ગાજતા;
તવ પાણીથી નિજ પાણીને રાખ્યું અહો! નિજ આશ્રિતે

શ્રદ્ધા અને ઉત્સાહથી સેવી સદા સફળી થતી. ૪૭
મેવાડ મરૂધર પૃથ્વીમા તવ પાસ મોટા પર્વતો,
મોટાઈ તવ સમજાવતા મોટા થતા તવ પાણીથી,
લોકો જગતમા જાણવુ શિક્ષ અહો એવી ભલી,
સન્તો સ્વય લઘુતા ધરે મોટાઈ તેની જગ કરે ૪૮
પાણી અનન્તાસમ્ લઈ સાગરપતિ મળવા જતી,
જલ સિંધુ તેને અબ્ધિમા ભેળી સકલ ખારૂ કરે,
તેથી શિખામણ આપની જેને અહો ! ગળવા જવુ,
સ્વાર્પણ કરી સગુણ અને તદ્રૂપતામય થઈ જવુ ૪૯
તન્મય થઈ મળવું.
વર્તન સતીનું એવુ પતિને મળી પતિમય થતી,
નિજ પૂર્વનુ જે રૂપ તેને પાલટે પતિમય થતા,
નિજરૂપ ઋદ્ધિ અર્પતિ પતિને મળી માનીયો રહે,
પતિમય થવું નવીને પટે કુદરતનો એ કાયદો ૫૦
ગુણ સ્નેહ માને સેવની વૃદ્ધિની વધતી રહે,
કર્તવ્ય વધે પાછી અહો ! કાર્ય ઘણો પત્ની વહે,
નિજ વૃદ્ધિના આદર્શમા કર્તવ્ય ગઈ જીવનમા થતી,

પશ્ચાત્ સ્થિરતા આવતાં નિર્મલપણું વધતું જતું. ૫૧
પહેલીજ જ્યાંથી નીકળી ત્યાં સાજ કોની ના મળે,
તોપણ ધરી ધીરજ સ્વયં આગળ વહી સ્વાશ્રય બળે;
આગળ વહંતાં ઝરણ ન્હેળા આવીને તુજમાં ભળ્યા,
તેથી બની મોટી જગત્‌ને પાઠ સારો શીખવે. ૫૨

**સ્વાશ્રય પ્રવૃત્તિ.**

આરંભમાં કોઇ કાર્યમાં સ્હાયી બને નહિ આવીને,
સ્વાશ્રયબળે પ્રગતિ કરે અન્યો ભળે નિજ સાથમાં;
માટેજ પહેલા સ્વાશ્રયી બનીને પ્રવૃત્તિ સેવવી,
સાહાય્યકો અન્યો મળે પાછળથકી જગકાયદો. ૫૩
સ્વાશ્રય સમું કો બળ નહિ આ વિશ્વમાં જ્યાં ત્યાં જુઓ,
સાબરમતી પેઠે વહે જે સ્વાશ્રયી થઇને રહે;
આરંભમાં અલ્પ પ્રવાહે સ્વાશ્રયે કાર્યો કરો,
ઉત્સાહ શ્રદ્ધા ખંતથી ને યત્નથી મોટા બનો. ૫૪
ઉપકંઠ ગામો પાસમાં ન્હેણાથકી ન્હેતી રહે,
પશ્ચાત્ ઝટ પલટાઇને ન્હેણાથકી ખળખળ વહે;

**સ્વાશ્રયીને સાહાય્ય.**

રૂડી શિખામણ આપતી નિજ આશ્રયી પાસે જવું,

સ્વાર્પણ કરી તેને પછી બીજે પથે જોડવુ ઘટે. ૫૫
કે હિન્દુજન યાત્રાળુઓ આવે જ ન્હાવા કારણે,
શ્રદ્ધાબળે સ્તોત્રો સ્તવી નિર્મલ થવા યત્નો કરે,
આવા અતીતો રાખને ફુંકી ફરે ગર્જના,
એ કર્મયોગિની દેવીની યાત્રા કરી આનંદ લે ૫૬

પરમાર્થની યાત્રા.

પરમાર્થમા સ્વાર્પણ કરી નિજજીવનથી જે જીવતા,
પૂજાય તે દેવીપદે આ વિશ્વમાંહિ જાણવુ,
યાત્રા થતી પરમાર્થયોગીની અહો ! જગ જાણવુ,
પુણ્ય યશકીર્તિતણા શુભો જનોથી મહીતલે ૫૭
સ્વાર્પણ કરીને જીદગી જે વિશ્વસેવા આદરે,
પૂજાય તે દેવીપદે [illegible] શીખને
[illegible] અને નવજાત [illegible] આવતું,
તે કર્મયોગીની થાય છે સ્વાશ્રયબળે ઉદ્યમબળે ૫૮
જે ફૂલ ઉગે પાન સીંચન [illegible],
[1]યસનો [illegible] પાનમા [illegible],

૧ [illegible] ગુજ-
રાતમાં [illegible]

કાંઠા ઉપર ઉભા રહી જોતાં મઝાની લાગતી,
જેવોજ જે જન રસ ચહે તેને જ તેવો આપતી. ૫૯

બગલાં ઉડીને આવતાં અન્યત્રથી તુજ પાસમાં,
જ્યાં પાણી પુષ્કલ વ્હે અહો ! ત્યાં યાચકો આવે ઘણા;
સંપત્તિની પાનોં ઉગે શોભા જનોને આપતી,
માનવતણી પ્રગતિમથી નદી દૃશ્ય લાગે શોભીતું. ૬૦

[1]આત્માનદીનું સીન લાગે દૃષ્ટિ જેવું તેહવું,
જેવોજ જે નર રસ ચહે તેવોજ લે તે દેખીને;
જ્યાં સ્વાર્થ પોતાનો સરે ત્યાં અન્યથી આવી જનો,
નિજસ્વાર્થ ખાંતે સાધતા સુકું થતાં ના કો રહે. ૬૧

જો ચક્રવાકી ચક્રવાક જ રાત્રી સમયે બોલતાં,
વિરહે નિવેશી કાંઠડે દીલનું અહો ! કંઇ ખોલતાં;
રાત્રી રૂપી વિરહે વિયોગી જોડલાં કંઈ બોલતાં,
સુણીને પરસ્પર શબ્દને ભાષા-પરાથી ડોલતાં. ૬૨

---

१ आत्मानदीसंयमतोयपूर्णा, सत्यावहाशीलतटादयोर्मि ।
तत्राभिषेकं कुरु पाण्डुपुत्र, नवारिणाशुद्धयतिचान्तरात्मा ॥

નવનવપરિવર્તન.

શાળાગમની શોભા ધરે નવનવ ઋતુમાં નવ નવી,
શુભ નવનવા પરિવર્તને લાગે નહીં અળખામણી,
જે જે સમે સંયોગ જેવો ઉદ્ભવે તે ઝીલતી,
અભિનવ રસીલી થઈ જતી મૂળરૂપ કાયમ રાખતી ૯૩
શાળાગમતી શિક્ષણ અહીં સમય પ્રમાણે ચાલવું,
નવનવ સમયમાં નવનવા પરિવર્તનોને ધારવા,
નવનવ ધરે પરિવર્તનો તે રસીક સહુને લાગતા,
મૂળરૂપ કાયમ રાખીને તે વિશ્વમાંહિ જનતા ૯૪
પરિવર્તનો જણાય તેનો નાશ નહિ ક્યારે થતો,
કુદરતના સંયોગને જે અનુસરીને ઝીલતો,
હે શિક્ષકો શુભ નવનવા શાળાગમતી માન જ ધરી,
નિજરુચિસમયપણિ ધરી રસીલીપતા નવરસ ભરી ૯૫
શૃંગાર આદિ નવ રસે રંગી રસીલી શોભતી,
જે નવરસીલા રંગીલા લોકો જ તેને ઘોળતી;
રસીલીપતા નવલા જીવનમાં નવરસે વહેતી રહે,
નવરસે વહેવું.
આનન્દરસની સાખી ત્યાં સેવુ શિખવતી જન વડે. ૯૬

ગતિ પ્રતિરોધ કરતા પત્થરોનો ચૂરીને ચૂરો કરે,
**પ્રતિરોધકનો નાશ.**
મર્યાદબંધક ભેખડોનો ચૂરીને ચૂર્ણ જ કરે;
પ્રતિરોધકોને ચૂર્ણ સમ કરવા શિખવતી લોકને,
ગતિરોધકો ચૂર્યા વિના પ્રગતિ ઝટિતિ નહિ થતી. ૬૭
એક્કો કરીને અનન્ત જલબિન્દુ મળી ભેગાં વહે,
બહુ જોરની વૃદ્ધિવડે બહુ ભારને પણ ખેંચતા;
એક્કો કર્યા વણ વિશ્વમાં પ્રગતિ થતી નહિ કોઈની,
**એક્કો.**
એક્કો કર્યાથી પ્રગતિથી વહેતા રહે જગ લોક સહુ. ૬૮
વાદળથકી વૃષ્ટિ પડે દીધું જ તેવું આપવા,
નદી પાસ વાયુ દોડીને આવી ઘણું આલિંગતો;
**પ્રેમિક્રીડા.**
છોળો ઉછળતી કેલિથી જલમાં કુંડાળાં બહુ થતાં,
પ્રેમી મળે જ્યાં પ્રેમીથી ત્યાં પ્રેમક્રીડા એહવી. ૬૯
પ્રેમી મળે પ્રેમીથકી ત્યાં હર્ષ કલ્લોલો ઉઠે,
આનંદ નહિ આવણ બીજો તેથી કુંડાળાં થાવતાં;
ઠંડો થતો વાયુ મળી મન મેળથી ઠંડક થતી,

કાઢે જ કાદવ તીરપર ને સાર મધ્યે રાખતી. ૭૪

**સ્વજાતિમેળ.**

કુદ્રતતણો એ કાયદો નિજજાતિથી જાતિ મળે,
વૈજાતિ ભેગા થઇ રહે પણ તન્મયે ના તે ભળે;
નિજ જાતિમાં જે ના મળે તેનેજ દૂરે કાઢવો,
જગ લોકને એ કાયદાની શીખનો દેં લાડવો. ૭૫
જે ત્યાજ્ય કાદવ મલીનતાસમ દૂર તેને કાઢવું,
નિજ કૃત્યથી શીખ દેઇને જગ લોકને જ સુધારતી;
શુભ સાર જે જે હોય તે નિજમાંહી રક્ષી રાખવું,
સમજાવતી શુભ સાનમાં આચારથી ઝટ અભિનવું. ૭૬
રંગે રૂપેરી દેહથી દીપે ઘણું જળ ઉછળે,
જ્યાં કુદ્રતી નિજ અંગની શોભા અહો ત્યાં વસ્ત્ર શું?
શોભા સ્વભાવે અંગની સદ્‌ગુણવડે સહુની થતી,
એ બોલ સહુને શીખવે ને ફૅસનો દૂરે કરે. ૭૭

**કુદ્રતી ખરી શોભા.**

વસ્ત્રોવડે શોભાવવાં જે ફૅસનો નવ નવ થતી,
તેથી ખરો ના ફાયદો ને માન શોભા નહિ ખરી;
હૈયા વિનાના બહુ જનો ભૂલે જ કૃત્રિમ ફૅસને,

મહગુણવડે પૂજાય છે નિજ દેહ જગમાં બાળતું ૭૮
ઋષિયો મહંતો યોગીઓ નિજ જીવન આહુ ગાળતા,
બહુ મત્સ્ય વગેરે નહિ ધરે કુદરત્ જીવનથી મ્હાલતા,
કુદરતજીવનને કુદરતી નિજ અંગ શોભા આપવી,
હિમ્મત ન આરંભનારની સુખ પંથમાં વહેતા નહીં ૭૯

તાપવી હિમ્મત.

ઉષ્ણું વૈશાખે ઘણી અંગે બને છે પાનખી,
બહુ તાપ વિપત્તિ મને વેઠેલી તદ લોચે ગ્રહે,
બહુતાપયોગે તાપથી હિમ્મત ઘણી જગમાં થતી,
નાડ ઘણું ઓગાર થતાં હિમ્મત વધે છે લખગુણી ૮૦

દુઃખ પછી સુખ.

બહુ તાપની પાછળ અહો વૃષ્ટિ મઝાની પગની,
બહુ તાપ તાપી પર્વતો ઠાવાની ક્રે વૃષ્ટિ ઘણી,
બહુ તાપ પાછળ શાન્તિ છે સુખ વૃષ્ટિની ટેવી ઘની,
નિજ દેહ ગાળે તાપ છે બહુ ઠંડીને ગમ લાગતું ૮૧
વિપત્તિ સંકટ તાપથી જે જે તપે તે સુખ લહે,
દુઃખ પડ્યા વણ સુખ નહીં કોઈથી મળ્યો એ ક્રે

બહુ તાપના ગર્ભે રહ્યું છે જલ ઘણું શાન્તિ તણું,
માટે જ જે જે થાય તે સુખ હેત જગમાં માનવું. ૮૨
સાબરમતીને પૂચ્છતા લોકો હૃદયના ભાવથી,
કોઇ વર્ષમાં મહારેલને લાવી જનોને પીડતી;
પશુ પંખીઓ મૃત્યુ લહે ગામો તણાતાં તીરનાં,

**સાબરમતીપ્રતિ લોકોની પૃચ્છા.**

પાણી અનન્તા મણ અરે ખેંચી જતી ઝટ અબ્ધિમાં. ૮૩
તું દેવી સમ થઇને અરે કેમ રેલ મોટી લાવતી,
નારાજ લોકો બહુ થતાં ત્હારી અરે એ ચાલથી;
મહારેલથી તુજ પર થયેલો ભાવ બહુ ઓછો થતો,
હદ બ્હાર થાતાં પૂજ્યતા ઘટતી અહો મોટાતણી. ૮૪
કારણ કહી તેનું ખરૂં સંશય વિદારો પ્રેમથી,
આશય ખરા સમજ્યા વિના સંશય ઉઠે છે સર્વને;
સાબરમતી પ્રેમે કહે ભાવે સકલ શ્રોતા સુણો,
વહેવાય કુદરત્ કાયદે ત્યાં દોષ નહિ છે કોઇનો. ૮૫

**સાબરમતીનો ઉત્તર.**

મહાવૃષ્ટિ જલથી ખેતરો બગડે અહો બહુ દેશમાં,
તે પાણીને ભેગું કરી વહેતી રહું મહારેલથી;

હદ પાર જલને અબ્ધિમાંહિ નાખી જન સેવા કરૂ,
બહુ લાભ અલ્પજ હાનિને ફરતી રહી જગ સંચરૂ ૮૬
સમજ્યા વિના જગલોકનો ભાવ જ ઘટે છે તણું,
ત્યાં દોષ કોને આપવો એ લક્ષ્યમાંહિ આણવુ,
ગરજી સદા રહેની નથી કો વસ્તુપર જન પ્રીતથી,
સ્વાર્થેજ ભાવાભાવ છે બદલાય મનની કલ્પના ૮૭
પાણી અનન્તા મણ અરે હું અબ્ધિમાં લેઇ જતી,
બનતી બધીમાં કુદરતી લોકો ન જ્યારે ખપ કરે,
મોટા તળાવો નદીઓમાં પાણી પડયુ જો મકાડે,
મહારેલ ત્યારે નહિ થતી એ સમજવુ બહુ સ્હેલ છે ૮૮
બહુ પાક ક્ષેત્રોમાં થતાં દુષ્કાળ પીડા ઝટ ટળે,
નદીઓ તળાવો ખોદીને જલ સંઘરે સમજુ જનો,
સમજે નહીં તો લોકનો છે દોષ મોટો આપણો,
નિજ દોષ દેખે નહિ જનો પર દોષ કાઢે ભૂલથી ૮૯
આવો તળાવો નવાં ત્યાં ભૂખ કાઢ લોકની,
જે અન્યગેની વાપરે તે નહિ તણાતા દેશમાં,
આ વિશ્વમાં સેવી નથી પ્રકૃતિ જ્યાં દેવે નારી,
બહુ લાભ અલ્પજ હાનિને પ્રકૃતિ સહુમાં સામ છે. ૯૦

સાબરમતીના બોલ એવા સાંભળી ખુશી થયા,
ભૂલો નિહાળી આત્મની લોકો નિરૂત્તર થઇ રહ્યા;
કુદ્રત્તણો એ કાયદો જે થાય છે તે શુભ ભણી,
સન્તો ન દેખે દોષને કુદ્રત્તણા જ્ઞાની બની. ૯૧
ઉષ્ણર્તુમાં વીશ વર્ષ પૂર્વે કેડ સમ વહેતી હતી,
ઢીંચણ સમી અધુના વહે કલિકાલમહિમાયોગથી;
ઝાડી ઘટે વૃષ્ટિ ઘટે કુદ્રત્ અકલ ઘટના ખરે,
નહિ એક સરખું કો રહે બદલાય સહુ કુદ્રત્ બળે. ૯૨
નદી ઉપરે ભાનુ ફરી સમજાવતો ફરતાપણું,

**અવસ્થા ફરે છે.**

ત્રણે અવસ્થા થાય છે એક દિવસમાં મ્હારી અહો;
મોટાતણી એવી ગતિ ત્યાં અન્યનો શો આશરો,
સાબરમતી ત્હારી તથા ત્રણ્યે અવસ્થા થાય છે. ૯૩
ત્રણ્યે અવસ્થા સર્વની ત્યાં વાત શી ? છે ગર્વની,
સમતા અહંતા ત્યાગીને નૈસર્ગ જીવન ગાળવું;
સાબરમતીને દેખીને શુભ સાર મનમાં આણવો,
પરમાર્થજીવનપ્રગતિમાં આનંદ અક્ષય માણવો. ૯૪
નીચા નમીને ચાલવું બહુ શક્તિમન્તોને ખરે,

સજીવન પતિ મળીને અમર થાતી પતિવ્રત જાળવી. ૧૦૬

**સતી.**

સાબર સમી સતીઓ જગતમાં ધર્મની શોભા ધરે,
અવટંક શૂરી ટેકીલી ઇર્ષ્યા ન મનમાં આચરે;
સાબરમતી નિજ પાણીથી શૂરા જનો પ્રગટાવતી,
સતીઓ તથા નિજ સત્વથી પ્રગટાવતી વીર બાળકો. ૧૦૭

**વક્રવહન.**

વાંકી વહીને કારણે જગ વક્રતાને શીખવે,
કલિકાલમાંહિ વક્રતા ધાર્યા વિના જીવાય નહિ;
વૃક્ષો સરલ છેદાય છે વાંકાં ન છેદાતાં અહો,
વંચાય છે સરલા જનો વાંકા જનો જીતી જતા. ૧૦૮
અતિશય થવું વાંકા નહિ અતિશય થવું સિદ્ધા નહીં,
જ્યાં જ્યાં ગતિ જેવી ઘટે તેવીજ ત્યાં તો રાખવી;
હદ્દ બ્હાર સરલાઇ ધરે હાર્યાજ હિંદુઓ ઘણું,
જગમાં જીવ્યાની આશ તો શિક્ષા ધરો એ યુક્તિથી. ૧૦૯

**માર્ગ કરીને વહેવું.**

બહુ પત્થરોમાં માર્ગ કરતી વિશ્વને એ શિખવતી,

જેને ઘટે જે રીતથી ઉપયોગ ત્હારો બહુ કરે,
ઉપયોગ જેનો બહુ થતો તેનીજ કીંમત છે ખરે;
ઉપયોગી થઇને વિશ્વમાં જે સર્વ જનને ખેંચતા,
વ્હાલા બને તે સર્વના દૃષ્ટાંત એવાં બહુ છતાં. ૧૧૪

**માતાની ઉપમા.**

આ વિશ્વમાંહિ જલ વિના જીવાય કોને નહિ અરે,
એ જલજીવન ધારી બને છે જીવન દાતા તું ખરે;
સાબરમતી માતા કહે દુનિયા અહો તેથી ત્હને,
માતા સમા બનવું ઘટે શિક્ષા જ આપે છે મ્હને. ૧૧૫
માતા સમા તીર્થંકરો ને યોગીઓ સન્તો ભલા,
જીવાડતા જગ જીવને આનંદજીવનમયકલા;
પૂજાય પહેલી વ્યંજનોમાં સ્વર્ સમી માતા ખરે,
સાબરમતી શિખ દે ભલી મરીને જીવાડો સુખ ધરી.૧૧૬

**વધામણાં.**

વર્ષા સમે વર્ષાદ સારો આવતાં જ વધામણાં,
લોકો કરે છે ઠાઠથી ત્હારાં મનોહર ભામણાં;
ઉપકાર કારક લોકની પૂજા જગતમાં થાય છે,
ઉપકારનો લવ લેશ પણ આલી ન ક્યારે જાય છે. ૧૧૭

અશક્ય નહિ આ વિશ્વમાં કોઇ જ આત્મિક બળ છતાં.૧૨૧
તવ પ્રાણુથી ઉપકંઠમાં ઉગી વનસ્પતિયો ઘણી,
તેના ગુણો બહુલા અહો તેથી જ છે સોહામણી;
તવ ટેવ શિખી પ્રાણ દે તે પણ અહો પર કારણે,

**વારણાં.**

તેથી કરોડો વાર લોકો જાય છે તુજ વારણે. ૧૨૨
ઉપકંઠમાંહિ લીંબડા ને પીંપળા આંબા ઘણા,
શોભી રહ્યાં વૃક્ષો ભલાં જેમાંહિ છે ના કંઇ મણા;
ડાળાં હલાવી પાંદડાં સત્કાર દે આવેલને,
સાબર ગુણોથી ડોલીને ખેલે જ રૂડા ખેલને. ૧૨૩

**સંગતિ.**

પરમાર્થીની સંગત કરે પરમાર્થતા દિલ આવતી,
સંગત કર્યાથી સ્વાર્થીની મન સ્વાર્થવૃત્તિ છાવતી;
બળવાન વાતા વરણની અસરોજ અન્યો પર થતી,
માટેજ સત્સંગત કરો જેથી લહો સુખ સંપતિ. ૧૨૪

**આશ્રચીઓવડે થતી શોભા કીર્તિ.**

તવ તેંડમાં બાકાં ઘણાં તેમાં રહે પંખી ઘણાં,

રણસિંહપૂરા પાસમાં તવ તેંડમાં ઉજ્વલ [1]ખડી,
અધુના નીકળતી યંત્રથી રત્નૌઘ ધરનારી વડી;
શિક્ષા જનોને આપતી ઉજ્વલપણું કાર્યો કરી,
ધરતા રહો નિજ ચિત્તમાં નિર્લેપતા વેગે વરી. ૧૨૯
ક્રીધા વિના શોધો ઘણી દેખાય નહિ જે જે રહ્યું,
જે શોધતા તે પામતા એવુંજ શાસ્ત્રોમાં કહ્યું;
વિજ્ઞાનીઓ સાબરમતી તટ શોધ ખોળે બહુ લહે,
ભાવી અનન્તો કાળ છે શોધો થશે જ્ઞાની કહે. ૧૩૦

**નમ્રતાથી ઉચ્ચતા.**

દિનરાજ રાત્રિરાજ ને વનરાજ પાસે આવતા,
પાણી જ પીવાને કારણે નીચુંજ શીર્ષ નમાવતા;
તેથી શિખામણ એ મળે છે નમ્રતા સહુને ઘટે,
નીચું નમ્યાથી [2]જીવકની આપત્તિયો સર્વે મટે. ૧૩૧
જે જે જીવાડે સ્વાત્મને તેને નમીને ચાલવું,
આ વિશ્વનો એ કાયદો સંરક્ષી જીવન ગાળવું;
જે નમ્રતાથી ચાલતા તે આત્મજીવન પામતા,

---

૧ ચાક. ૨ જીવનારની.

બહુ કેવડાની ઝાડીમાં હિંસક પશુઓ સુઇ રહે,
ઠંડક મળે ત્યાં સિંહ સરખા આવીને શાન્તિ લહે. ૧૩૬
તાપે તપેલા લોકને વિશ્રામ ઠંડક આપવી,
આદર્શ બનીને શીખવે શાન્તિ મઝાની થાપવી;
સબળાં અને નબળાં જનો કૂરો લહે જ્યાં આશરો,
પરમાર્થમાં વ્યાપક બની આશ્રય બને છે તે ખરો. ૧૩૭
દ્વારો સજીવન જ્યાં ઘણાં ત્યાં આત્મશક્તિ કેવડા,
ઉગી થતા મોટા સુગંધે વ્યાપતા શુભ પરવડા,
ઝર ઝર વહે પાણી સજીવન ત્યાં અહો તે થાય છે,
સજીવન ઝરણ પ્રગટાવતાં લીલા ઘણી પ્રગટાય છે. ૧૩૮
ઉષ્ણર્તુમાં વ્રીહિ ધાન્યનાં ક્ષેત્રો મઝાનાં શોભતાં,
નીચાં નમી વ્રીહિ લોળીયાં શુભ નમ્રતાથી ઓપતાં;
સાબરમતીમાં પાકીને શુભશાલી ભાવે ડોલતી,
મંગલમયી જગમાં ભલી હું ભાવ એ દિલ ખોલતી. ૧૩૯
ખેતી થતી બહુ ધાન્યની ઉષ્ણર્તુમાંહિ જાણવું,
આધાર તેથી સર્વનો દુષ્કાલમાં મન આણવું;
પાકે મનોહર ચીભડાં ટેટી બટાટા પેખશો,

સૌની સેવા નિશદિન કરી સાબરે આંક વાળ્યો,
આ હા ત્હારૂં જીવન સફળું વેગ ર્‌હેવે ન ખાળ્યો. ૧૪૪
વ્હાલી સૌના હૃદય ઘટમાં પ્રેમની પૂર્ણ દેવી,
સંતોએ તો મન વચવડે પ્રેમથી પૂર્ણ સેવી;
વેદો ત્હારા અવનીતલમાં વ્યક્ત શબ્દો ઉઠેલા,
નાદબ્રહ્મે સ્વરસ્વ વિષે રાગ ભાવે રટેલા. ૧૪૫
સેવા સેવા વણ નહિ કશા વિશ્વમાં અન્ય મેવા,
સેવા દેવા અનુભવ ખરો જીવને મિષ્ટ સેવા;
સેવામાંહી જીવન સઘળું ગાળવું ધર્મ સાચો,
સેવા કીધા વણ જગ અહો અન્ય છે ધર્મ કાચો. ૧૪૬
ઉઠો સર્વે અવનીતલમાં મંત્ર સેવા જગાવો,
સારી સેવા અખિલ જગની-જન્મનો લ્યોજ લ્હાવો,
સેવા રૂપી જીવન વહવું સાબરે એ શિખાવ્યું,
આદર્શી થૈ મુજ ઘટ વિષે સત્ય એ તત્ત્વ ભાવ્યું. ૧૪૭
બાકી જીવ્યું વ્યતીત કરવું વિશ્વસેવા કરીને,
એવું નક્કી નિજ દિલ ધર્યું પ્રેમભાવે ભરીને;
જીવ્યું થાતું સફળ જગમાં વિશ્વસેવા કર્યાથી,

દેખો વૃક્ષો પરહિત ભણી જીવતાં શીર્ષ સાટે. ૧૫૨
વાતો વાયુ પરહિત ભણી ચંદ્ર ભાનુ પ્રકાશે,
લેવું દેવું પરહિત ભણી સર્વ માટે સમાસે;
પોતાનું સૌ જગહિતભણી વર્તને જે ધરે છે,
તેનું જીવ્યું સફળ જગમાં વિશ્વ તેને સ્મરે છે. ૧૫૩
સૌથી મોટો અવનીતલમાં ધર્મ એ ચિત્ત ધારો,
વિશ્વાર્થે સૌ જીવન ધરવું નિઃસ્પૃહી થૈ વિચારો;
ઇચ્છાઓ જે અશુભ જગમાં સ્વાર્થમાટે વહે છે,
જીવ્યો ના એ જીવન ધરતાં પાપ દોષો લહે છે. ૧૫૪
નિષ્કામી થૈ પરહિત ભણી જીવવું આત્મભોગે,
મૌની થૈને જગહિત ભણી જીવવું ધર્મ યોગે;
જાણી એવું હૃદયઘટમાં જીવવું વિશ્વ માટે,
આલેખીને હૃદયપટમાં જીવવું ધર્મ વાટે. ૧૫૫

**કુદ્રતીસાથી.**

ઉન્હાળામાં રજ બહુ ઉડે વાયુ વંટોળીયાથી,
વિપત્તિમાં નહિ દુર જતો કુદ્રતી જેહ સાથી;
ધૂળો જેવી અધર ઉડતી ઉચ્ચ કેવી મઝાની,

મેઘો રાજા શુભ જગ ખરો દાનીમાં શ્રેષ્ઠ દાની,
સ્વારી તેની સુભિખ કરતી તેથી શોભે મઝાની. ૧૬૦
તેના દાને અતિશય જલે સાબરે પૂર આવે,
માતા પૃથ્વી જનક સબળો મેઘથી શોભ પાવે;
દાતા માતા જનક જનની યોગથી બાળકોની,
થાતી પુષ્ટિ અગણિત ખરી કીર્તિ ત્યાં પિતૃઓની. ૧૬૧
વર્ષાકાલે નયન નિરખ્યું કુદ્રતી સીન ત્હારૂં,
લેવા જેવું બહુ બહુ મળ્યું ચિત્ત લાગ્યુંજ પ્યારૂં;
જોગી ભોગી નર ગુણ લહે દૃશ્ય ત્હારાં નિહાળી,
જેના યોગે પ્રગટી જગમાં સ્વારી તેનીજ ભાળી. ૧૬૨

**શૌર્ય.**

પરમાર્થ કારણ નીકળી પાછી ફરે ના તે કદિ,
સંગ્રામમાં શૂરો યથા તેવી અહો સાબર નદી;
શૂરી મઝાની યોગિની બનીનેજ આગળ સંચરે,
કર્તવ્યથી શિક્ષા દિયે સન્તો જ શૂરા તે વહે. ૧૬૩
કર્તવ્યના સંગ્રામમાં શૂરા બની આગળ વહો,
પાછા ભરો ના પગ કદિ મરણાન્ત દુઃખોને સહો;

સંયોગ પામે કોટી પણ જે વિકૃતિને ના ધરે,
તેની મહત્તા વિશ્વમાં થાતી ખરેખર જયવરે. ૧૬૮
આકાશ બદલે ગુણ નહીં વાયુ ન બદલે ગુણ સહી,
અગ્નિ ન બદલે ગુણ સહી દૃષ્ટાંત દેખો ગુણ વહી;
પરસંગતે ગુણ ના ત્યજે સંકટ સહી કોટી ગમે,
તે સંત જગમાં જાણવો સહુ પ્રાણીઓના મન રમે. ૧૬૯
જે સ્વાત્મ ગુણ બદલે નહીં વ્યવહાર ને નિશ્ચયથકી,
તે જીવી વિશ્વ જીવાડતો સ્વાત્માશ્રયી જાણો વકી;
મૂળ પ્રકૃતિને જે ત્યજે તે વિકૃતિ પામી મરે,
[1]પિપિલિકા પાંખો ધરે મૂળ રૂપ જીવનને હરે. ૧૭૦
થાતાં જ સન્નિપાત માનવ દેહનો નાશજ ખરે,
જ્યાં વિકૃતિ મૃતિ ત્યાં સહી સમજી મહન્તો ગુણ વરે;
કે વિકૃતિને પામી પણ નિજ પ્રકૃતિ ગુણમાં રહે,
વખણાય ભાનુ શશીપરે કીર્તિ પ્રતિષ્ઠા તે લહે. ૧૭૧
શોભા જ સૌની નિજ ગુણે આ વિશ્વમાંહિ યશ ખરે,
શિક્ષા ધરી નિજ ચિત્તમાં સ્વાત્મત્વ રક્ષણતા વરે;

---

૧ કીડી.

જાતાં ન આવે શર્મ કંઇ અન્યત્ર પણ ના ફાવતાં;
નગુરાં, નગુણાં લોક જેવાં ક્યાં ફરો ક્યાં આથડો,
ઠામે ઠરીને ના રહો લેતાં ન સારાનો ધડો. ૧૭૬
જૂદાં ન રહેતાં મુજ થકી તેને ચરીને જીવતાં,
ત્હોયે અરે અન્યત્ર જઈ શું શું અરેરે [1]રીવતાં;
ઢોરાં હરાયાં સમ બની ઉડતાં ફરો શોભા નહીં,
એ ધન્ય મારાં માછલાં જીવે ન મારાવણ સહી. ૧૭૭
પાસે રહો મૌની બની પણ ટેક શ્રદ્ધા ના વરી,
બગલા ભગતની ઉપમા તેથીજ આપે જગ ખરી;
સ્વાર્થી જીવનને ધારતાં પરમાર્થતા ના સાંપડે,
શ્રદ્ધાવિના પાસે રહે અવગુણ ઘણા નજરે ચડે. ૧૭૮
યાચક બનીને જીવતાં સેવક બની જીવો નહીં,
તેથી ન શોભો વિશ્વમાં ધોળાશમાં દોષો સહી;
સેવક અમારાં માછલાં મંગલ બન્યાં જગમાં ખરે,
લંછન પડે પગમાં ભલું જો મત્સ્યનું જન સુખ વરે. ૧૭૯
ટક ટક કરો સમજ્યા વિના આહારસંજ્ઞાએ અરે,

---

૧ બોલતાં.

દાતાગ્ને ગંભીરતાથી ગાખવાનુ છે ખરે
સમજુ સમજતા માનમા એ ટેકને છોડે નહીં,
જે ફરતી ટેક જુવે તે વિશ્વમા શોભે નહી ૧૮૦

### વિશ્રાન્તિ લીધા વિના પ્રગતિ માર્ગે વહેવું.

વહેતી પણ એક કાળથી વિશ્રાન્તિને લેતી નહીં,
નાનિ દિવસ ક્ષણ માત્રમા વહેવુ જ શિખી તું સદી,
વિશ્રાન્તિ લીધાવણ વહી સમન્તવની ઝટ સાનમા,
વિશ્રાન્તિ નહિ પ્રાન્તિપણે આલસ્ય અંગે આણુ મા ૧૮૧
જે ક્ષણ જતો આયુષ્યનો પાછો ન આવે તે નદી,
આત્મોન્નતિ વિશેષકાન્તિ કરવામા વિશ્રાન્તિ નહીં,
વિશ્રાન્તિ લીધાવણ સદા માનવ વરો પ્રગતિ કરો,
સદ્ભાવથી પ્રેમે સદા નિજ જીવનની પ્રગતિ વરો ૧૮૨
લોક ભિરે ન્યાયથી મોટા મહીપતિઓ થઈ ગયા,
કે ભોગીઓ કે રોગીઓ નામવશેષે થઈ રહ્યા,
કે ધ્યાનીઓ કે જ્ઞાનીઓ મારી ન તેની આવની,
આશી સ્વરૂપી તું સદી મારી શુ? તેની લ્હાવની ૧૮૩

## ફરનાર મનુષ્યો ચાલ્યા ગયા–અનિત્યતા.

અવટંક શૂરા ટેકીલાને જન્મભૂમિ પ્રેમીલા,
યોદ્ધાઓ ન્હાયા તવ વિષે જેના ન શૌર્યે કંઇ મણા;
એ ક્યાં થયા ક્યારે થયા એ ક્યાં સમાઇ ગયા,
જોતાં ન કંઈ નજરે ચડે એ સ્વપ્ન લીલા સમ થયા. ૧૮૪
સંસારમાંહી નામને રૂપો ન કોનાં રૂહે સદા,
એ સ્વપ્નવત્ સહુ જાણવું એમાં ન મુઝો કો કદા;
જે જે થતું તેનોજ નાશજ છે જગતમાં જાણશો,
નામો અને રૂપોવિષે મુંઝયા વિના સુખ માણશો. ૧૮૫
જગ નામ તેનો નાશ છે મુઝો નહીં ભવ્યો કદા,
પ્રભુભક્તિમાં લયલીન થઈ જીવન વહો ધર્મે મુદા;
સાબરમતીના કાંઠડે સંખ્યાત મડદાંઓ બળ્યાં,
પશુઓ અને બહુ પંખીઓનાં હાડ પાણીમાં ગળ્યાં. ૧૮૬
સંખ્યાત જનની રાખના પરિણામ જુદાં થઈ ગયા,
જગ મ્હારૂં શું ? ને ત્હારૂં શું ? સમજુ જનો સુખડાં લહ્યા;
ક્ષણમાં વિનશ્વર વસ્તુઓ સંસારમાં સર્વે અહો,
મદમાં છકી શું મ્હાલતા પરમાર્થનું જીવન વહો. ૧૮૭

ચાલ્યા અનન્તા ચાલશે ચાલ્યા અનન્તા જાય છે,
જે જ્ઞાનમાં સંમન્યા અહો તે વિશ્વમાં સુખ પાય છે,
અધ્યાત્મ જીવન આદરી સ્થિરતા સમાધિ સુખ વરો,
તીર્થંકરો ઋષિયો મુનિના માર્ગને ઝટ અનુસરો ૧૮૮
સાક્ષી રહી કાર્યો કરો સાગર પરે વહેતા રહી,
સાક્ષી રહી કાર્યો કરો નિર્લેપતા પામો સહી,
સાક્ષી બની જે વર્તતા તે સન્ત પુરુષો જાણવા,
દૃષ્ટાંત સન્તોના ગુણી નિર્લેપ ભાવો આણવા ૧૮૯
પાણી પીને પાણી રાખો, ગાભનો ઉપદેશ
સાબરમતી નિજ કહવાણી લોકને ઉપદેશતી,
મુજ પાણી પીને પાણીને રાખો નગારી એ ગતિ,
મુજ પાણીને ના તજવતા રે! સર્વ વાતે જાણજો,
સાપર બનો ક્યારે નહીં જ્ઞાનને મન આણજો ૧૯૦

(કવ્વાલી.)

સુજ્ઞાનને મુખ પીને, નિદાનમાં નિતાનમના,
નહવી સુખદાયને, જણાઈ સર્વ ટોકીને ૧૯૧
અરે મુજ પાણી પીને જે, નહીં મુજ શોભના તારું,

નથી એ જીવતા જગમાં, લજવતા કુખ માતાની. ૧૯૨
અમારા કંઠવાસીઓ, સદા શૂરાતને છાજો;
પડો પાછા નહીં ક્યારે, અમારા પાણીને રાખો. ૧૯૩
મરીને સ્વર્ગતિ લેશો, પ્રતિષ્ઠા પામશો જીવી;
સ્વધર્મી પ્રેમમાં ઝીલી, વધો આગળ સદા સૌથી. ૧૯૪
બનાવી શૂર સંતાનો, જરા બાકી નહીં રાખો;
અમારી ભક્તિના પ્રેર્યા, થશો શૂરા ખરા પૂરા. ૧૯૫
અમારૂં પ્રેમથી પાણી, પીવે તે શૂરથી દીપે;
મહા બળવંત લોકોને, કળા બળ મંત્રથી જીપે. ૧૯૬
પરસ્પર મેળ રાખીને, અમારૂં રાખશો પાણી;
ખીલાવી સર્વ શક્તિયો, કરી સ્વાર્પણ કરો કાર્યો. ૧૯૭
અમારા પેટનું પાણી, નહીં છાનું રહે ક્યારે;
ગમે ત્યાં જાય ત્યાં ઝળકે, જુઓ મેવાડ મહારાણા. ૧૯૮
પડો ફતેહ છે આગે, ધરી સાહસ કરો કાર્યો;
થશો વિજયી ખરે અન્તે, થવું ઝટ સ્વાશ્રયી સાચા. ૧૯૯
ઉઠો બ્રહ્મર્ષિ યોગિયો, ઉઠોને ક્ષત્રિયો વૈશ્યો;
ઉઠો શૂદ્રો કરો કાર્યો, થશો સહુ દેશમાં ચાવા. ૨૦૦

મયો વળુ માળવો ના છે, ત્યજીને સર્વ ભીતિયો,
બનો કર્તવ્યમા શૂરા, તમારી ઉન્નતિ એથી ૨૦૧
અમારા પૂર્ણ પ્રેમીઓ, ઉઠો જાગો કરો કાર્યો,
બનો મડદાલ ના ક્યારે, શિખામણ ચિત્તમા ધારો ૨૦૨

( ચાલુ રાગ. )

સાબરમતી સ્વધર્મપરથી મહાનુ ધર્મશિક્ષણ.

સાબરમતી નિજધર્મને, ધરતી રહે છે સર્વદા,
નિજધર્મને ત્યાગે નહીં, પ્રલય ગયે હોયે કદા
નિજધર્મને ધરતી રહે, કર્તવ્યથી વહેતી રહે,
જનલોકને એ આનમા-અમલત્વની ઠંઈ ઠઈ કરે ૨૦૩
વહેવુ સદા નિજ પ્રકૃતિમા, એ ધર્મ છે સહુ જાણજો,
ત્યા ભેદભાવ નહીં કશો, એ પણ નહીં કો નૂતનો,
આવશ્યકી પ્રગતિ થતી, તે તે ઉપાયો ધર્મ છે,
હાનિ થતી સહુ જાતની, પ્રત્યક્ષ તેજ અધર્મ છે ૨૦૪
સ્વાભિમત સ્વરૂપ જોઈને, જેમાં બને તે ધર્મ છે,
જે જે ગણતો યોગીઓ, તેના હૃદયનુ મર્મ છે,
કર્તવ્યનો જે રાહ તે, ધર્મ છે નિશ્ચય ખરે,

ભરમાઓ ક્યાં ભોળાજનો, કર્ત્તવ્યની શ્રદ્ધા વહો. ૨૦૫
પ્રગતિ કરે સહુ જાતની તે-ધર્મ નિશ્ચય જાણવો,
જીવંત ધર્મો ફર્જના ઝટ, આદરો ના કાંઇ લવો;
આત્મા બતાવે છે ખરા, જીવંત ધર્મો આદરો,
અજ્ઞાનથી ઘહેલાઇ જે છે, ધર્મની તે પરિહરો. ૨૦૬
જે જે મરેલા ધર્મ છે, તેમાં અહંતા ના ધરો,
સર્વજ્ઞ શ્રીમહાવીરનાં, ધાર્મિક વચનો અનુસરો;
વ્યવહારને નિશ્ચયથકી, કર્ત્તવ્ય ધર્મ જ પ્રાણ છે,
એ પ્રાણધારી જીવવું, એવી પ્રભુની આણ છે. ૨૦૭
નિઃસત્ત્વને નિર્માલ્યતા, ધારક ખરો નહિ ધર્મ છે,
શુભશક્તિયો પ્રગટાવતો, તે ધર્મથી સહુ શર્મ છે;
આનન્દ ને શુભશક્તિયો, સહુ ધર્મ છે મન ધારવું,
એવું હૃદયમાં ધારીને, આયુ ન એળે હારવું. ૨૦૮
સહુ જાતની શક્તિથકી, જે ખીલવું તે ધર્મ છે,
સાચા વિચારો ધર્મ છે ને, યોગીઓનું કર્મ છે;
શુભ માર્ગમાં જે જે પ્રવૃત્તિ, ધર્મ તે છે ક્ષણક્ષણે,
આત્માવિષે ધર્મો રહ્યા, સાચા મહન્તો એ ભણે. ૨૦૯

પામે જ તેને જ્ઞાનીઓ, મુક્તિ લહે દોષો હણી;
ધર્મો અનંતી જાતના, નિજ યોગ્યતાએ પામવા,
ધર્મો ગ્રહી સાપેક્ષથી, દોષો ઉપજતા વામવા. ૨૧૪
સ્વાત્માસમા સહુ જીવને, દેખી ભલું સહુનું કરો,
એ ધર્મ જગમાં જાગતો, તેથી અનન્તાં દુઃખ હરો,
ક્યાં ભર્મથી ભરમાઓ છો, આંખો ઉઘાડી દેખશો,
આત્માવિષે સહુ જાતના, ધર્મો રહ્યા ઘટ પેખશો. ૨૧૫
વિશ્વોન્નતિ દેશોન્નતિ, સામાજીકી પ્રગતિવિષે,
વ્યષ્ટિ સમષ્ટિ ઉન્નતિ, એ ધર્મ સાચો જગ દિસે;
જ્ઞાની ગુરૂની મહેરથી, સાપેક્ષ દૃષ્ટ્યા ધર્મ છે,
જ્ઞાની સમજતા સાનમાં, નિર્લેપયોગી કર્મ છે. ૨૧૬

**જીવતી શક્તિથી સાબરમતી** અન્યોને જીવંતશક્તિ ધારણ કરવાનું જણાવે છે.

સાબરમતી નિજશક્તિયોથી, શોભતી સંસારમાં,
કાર્યો કરે બહુ જાતનાં, શક્તિતણા અવતારમાં;
શક્તિસ્વરૂપી દેવતા, પ્રત્યક્ષ જગમાં વહી રહી,
શક્તિ થકી પૂજાય છે, સહુ જાત શિક્ષા શુભ કહી. ૨૧૭
શક્તિ અનંતી ખીલવો, જીવાય નહિ શક્તિ વિના,

શક્તિ જતાં કંઈ ના રહે, નિર્બળ બન્યા લોકો ઘણા,
શક્તિ ખરેખર ધર્મ છે, શક્તિ વિના નહિ ધર્મ છે,
જ્યાં શક્તિ ના ત્યાં ધર્મ નહિ, પણ મોહમાયા ભર્મ છે ૨૧૮
આત્માવિષે બ્રહ્માંડને, ધ્રુજાવવાની શક્તિ છે,
સાચ ઉપાયે ખીલવો, જગમાં ખરી એ ભક્તિ છે,
શક્તિ વિના સત્તા નથી, આનન્દની લીલા નથી,
શક્તિ ખીલવવી ધર્મ છે, જોયો સકલ શાસ્ત્રો મથી ૨૧૯
શક્તિ વિનાના માનવો, મડદા સમા જન જાણવા,
શક્તિ ખીલવવા વિશ્વમાં, સદુપાય સઘળા આણવા,
સદ્ શક્તિથી શોભી રહી, બ્રિટીશની સામ્રાજ્યતા,
પ્રભુતા રહી ત્યાં પૂજ્યતા, સ્વાતંત્ર્યની સદ્ ભવ્યતા ૨૨૦
શક્તિથકી આ વિશ્વમાં, બ્રિટીશ સામ્રાજ્યો ખરે,
શક્તિ પ્રતાપે પામશે, તેનો જ જય જગ ઉચ્ચરે,
શક્તિ સદા શુભ રૂપની, સત્યાદિની શક્તિવડે,
શક્તિ ખીલવવી સત્ય છે, સદ્ જ્ઞાનના ધર્મો ભણે ૨૨૧
આત્મની મહાપૂર્ણી, શક્તિવડે શુભ યોગની,
સદ્ શક્તિઓને ખીલવો, શુભ ભાવ હિતના ચેતની,

જે દેશમાં જે ધર્મમાં, જે કોમમાં શક્તિ નથી,
તે દેશ આદિની થતી, પડતી ખરી શિક્ષા કથી. ૨૨૨
શક્તિવિના જીવાય નહિ, બળ કળ થકી શક્તિ મળે,
જ્યાં શક્તિયો છે જીવતી, ત્યાં વિશ્વ ઝટ પાયે પડે;
જે શક્તિદેવી પૂજતા પણ, શક્તિયો ના ખીલવે,
તે શક્તિહીણા દાસ છે, સ્વાર્થો સરે ના બહુ લવે. ૨૨૩
જે જે ઉપાયે શક્તિયો, સહુ જાતની ઝટ સાંપડે,
તે તે ઉપાયો ધર્મ છે, શક્તિ વિના નહિ કંઇ વળે;
કાયિક વાચિક માનસિકી, શક્તિયો સહુ કેળવો,
સ્વાસ્તિત્વરક્ષક શક્તિયોને, મંત્ર તંત્રે મેળવો. ૨૨૪
અધ્યાત્મશક્તિ ખીલવો, બ્રહ્માણી અંબા એ ખરી,
ચક્રેશ્વરી પદ્માવતી નિજ, આત્મશક્તિયો વડી;
સાત્વિક રાજસ તામસી, સહુ શક્તિયો છે નવનવી,
શુભ શક્તિયોને મેળવો, પરમાર્થહેતે જન ભવી. ૨૨૫
બ્રિટીશ મહા સામ્રાજ્યના, સેવક બનો સાચા દિલે,
સામ્રાજ્યના તાબે રહો, તેથી જ સહુ શક્તિ ખીલે;
બ્રિટીશ મહા સામ્રાજ્યના, ભક્તો બનો શુભ ટેકથી,

શક્તિ યદિ નહિ મેળવી તો, કેળવાયા નામના,
શક્તિ વિનાના માનવો, જીવતા તથા શા કામના;
શાક્તો નહીં શક્તિવિના, નામો ધરાવે શું થયું,
જીવંત શુભ શક્તિ વિના, એળે સકળ આયુ ગયું. ૨૩૧
બ્રિટીશ મહાસામ્રાજ્ય તે, શુભ શક્તિયોથી ઝળહળે,
બ્રિટીશ મહાસામ્રાજ્ય જગ, શુભ શક્તિસાગર ઉછળે;
બ્રિટીશ મહાસામ્રાજ્યની, તોલે ન કોઈ આવતું,
શુભ શક્તિયોથી અન્યની, સ્પર્ધાવિષે તે ફાવતું. ૨૩૨
શક્તિવડે ઝાપાનીજો, આગળ વધ્યા છે અનુભવો,
ફ્રાંકો અમેરિકન જુવો, સ્વાતંત્ર્ય શક્તિ સંસ્તવો;
જે જય કરે શક્તિવડે, જૈનો જ વિશ્વ ગણાય છે,
જે બાયલા નિર્બલ થયા, જૈનો ન તેહ સુહાય છે. ૨૩૩
નિર્બલ બને જે કોમ પાછળ, તે પડે છે સર્વથી,
શક્તિ વિના પરિભ્રષ્ટ થૈ, કોમો ઘણી મહાગર્વથી;
શક્તિ વધે છે ઐક્યથી, એ મંત્ર જગમાં જાગતો,
શક્તિ વિના માનવ અહો, સર્વોન્નતિથી ભાગતો. ૨૩૪
શક્તિ વધારો બંધુઓ, સહુ જાતની પ્રગતિ બળે,

શક્તિ થકી જીવાય છે, એ મંત્ર ધ્યાવો પળપળે,
શક્તિ વિના બલિદાન થાતું, માનવોનું જાણવું,
બહુ કાળથી શક્તિનું, પ્રાકટ્ય મનમાં આણવું ૨૩૫
શક્તિસ્વરૂપી ધર્મની, તાત્ત્વિક જગમાં સહુ કરે,
શક્તિસ્વરૂપી ધર્મનો, સત્કાર છે સુખડાં મળે,
શક્તિસ્વરૂપી ધર્મના, ભેદો અનન્તા નવનવા,
ચાલુ જમાનો ઓળખી, નિજયોગ્ય સર્વે પામવા. ૨૩૬
જીવાડતો જનવર્ગને, તે શક્તિરૂપી ધર્મ છે,
પ્રગતિને કરે કરી, તે આદરે સહુ શર્મ છે,
જાગ્રત બનો ઊઠો અહા જનો, પ્રગટાવશો શક્તિ અહો,
ધારો અપાર શુભ શક્તિઓ, જ્ઞાનથી વેગે વહો ૨૩૭
વ્યવહાર ને નિશ્ચયથકી, સહુ શક્તિઓ પ્રગટાવવી,
શુભ શક્તિની સ્પર્ધાવિષે, ઉત્સાહના મન લાવવી
પાછા પડો ના શક્તિને, પ્રગટાવવા માટે કદી,
સન્તી શીઘ્રગમનું આપની, જાને વહી સાગર નદી. ૨૩૮
પાછા વહે ના કોઈથી, એવી સુશક્તિ મેળવો,
દિલ સર્વવિષે ઉદ્યમાદિ નિજ આત્મશક્તિ કેળવો,

આ કાળમાં પાછા પડ્યા તે, જીવતા મૂવા સમા,
શક્તિ વિના આ કાળમાં, જીવતા જનો છે નિકમ્મા. ૨૩૯
જે જે ઉપાયે શક્તિયો, વધતી રહે તે સહુ કરો,
શક્તિ વિના સ્વાસ્તિત્વ નહિ, ભટકી ઘણા અન્તે મરો;
માટે શિખામણ મન ધરી, આંખો ઉઘાડી દેખશો,
જે જે ઉપાયો શક્તિના તે, યોગ્યતાએ પેખશો. ૨૪૦
ખીલવ્યા વિના શુભ શક્તિયો, આર્યો ઘણા પાછા પડ્યા,
શુભ શક્તિયો ખીલવ્યા વિના, જૈનો જગતમાં લડથડ્યા;
જગ આર્ય-જૈનો શક્તિયોને, ખીલવે આગળ વધે,
શુભ શક્તિના ઉદ્ધારકો, પ્રગટે સકલ કાર્યો સધે. ૨૪૧
આ કાળમાં પાછા પડે, તે દાસથી હલકા બને,
મૂવા જ પાછા જે પડ્યા, પુરૂષાર્થકર્ત્તાઓ ભણે;
કરવા પડે જે જે સુધારા, શક્તિયો માટે ખરે,
તે તે સુધારા ઝટ કરો, ઉંઘ્યા જનો ના સુખ વરે. ૨૪૨
પાણી વહી જાતાં પછી, પસ્તાવવાનું થાય છે,
શુભ શક્તિયો ખીલવ્યા વિના, પાછળ ન સ્વત્વ રખાય છે;
માટે હૃદયમાં જાગીને, ઉઠો ભલાં કાર્યો કરો,

અવસર મળ્યો વીત્યા પછી, પડતી કરીને ક્યાં મરો ? ૨૪૩
જે જે મળી શુભ શક્તિયો, તેનો જ વ્યય શુભમાં કરો,
પાછળ પરંપર શક્તિયો, વધતી રહે એવું ધરો,
સાબરમતી સમતાવતી, જલપૂરથી દીસી ઘણી,
શક્તિ મળે શોભા વધે, એ વાત નથ ઓછાગણી ૨૪૪

સ્વમાતૃભાષા સેવા.

સાબરમતી બહુ પૂરથી, ગર્જન ધ્વનિ કંઈ ઉચ્ચરે,
અળગા નિજ શુભશબ્દનો, એ ત્યાગ ક્યારે ના કરે,
શબ્દધ્વનિ નિજ ધારીને, શિખવે જગતને સાનમાં,
નિજ માતૃભાષા ના ત્યજો, રે અન્યભાષાભાનમાં ૨૪૫
નિજમાતૃભાષા માનથી, સેવક થશો નિજ દેશના,
નિજમાતૃભાષા દેવીના, બહુ પ્રેમથી જન કેમ ના,
જે માતૃભાષા પ્રેમીઓ, દેશોન્નતિ વેગે કરે,
નિજમાતૃભૂમિ પ્રાણની, શુભ કર્મને પૂરી ધરે ૨૪૬
વિદ્વાન થાવા શું વળ્યું, જો માતૃભાષા ના જરી,
નિજમાતૃભાષા પ્રેમમાં, દેશોન્નતિ તો નહિ કરી,
નિજમાતૃભાષા જે ત્યજે, તે માતૃદ્રોહી [illegible],

નિજમાતૃભાષા પ્રેમને, નિશ્ચય હૃદયમાં આણવો. ૨૪૭
લેખો લખી ગ્રન્થો લખી, ભક્તિ કરો નિજ માતની,
નિજજન્મની ત્યારે થતી, શુભ ધન્યતા નિજ જાતની;
ગુજરાતી ભાષા સાક્ષરો, નિજ માતૃની સેવા કરો,
નિજમાતૃભાષામાં સકલ, શિક્ષણ કળાને આચરો. ૨૪૮
નિજમાતૃભાષાના રવે, સાબરપરે જીવન ધરો,
નિશ્ચય હૃદયમાં દ્રઢ ધરી, એ મંત્રશિક્ષા મન વરો;
જે માતૃભાષા શિક્ષણે, આપે જ કેળવણી ખરી,
તે દેશની છે ઉન્નતિ, જાણો જ ઉંડા ઉતરી. ૨૪૯
નિજમાતૃભાષા બોલતાં, મોટાઇ છે મન માનવી,
પરદેશીની ભાષા શિખી, અહંકારતા ના આણવી;
સમજુ જનોને સાનમાં, શિક્ષા કથી શુભભાવથી,
નિજમાતૃભાષા ભક્તિના, કર્તવ્ય સાચા દાવથી. ૨૫૦

**ચાંદની.**

રાત્રી સમે સાબરમતીપર ચંદ્ર તારા ઝગમગે,
સાબરમતી યશ પુંજના બનીને અહો તે તગમગે;
સાબરમતીપર ચંદ્રની શુભ ચાંદની ખીલી રહી,

આકાશ શોભા બહુ બની તે જાય ના કોઈથી કહી. ૨૫૧

સાબરના કાંઠે ખુલ્લા આકાશમાં નવું જ્ઞાન સુઝે છે.

વાયુ મઝાનો વાય છે સાબરમતીના કાંઠડે,
ત્યાં બેસતા જ્ઞાની જનોને સત્ય બહુ નજરે ચઢે,
જે જે સુઝે તેના વિચારો ચિત્તમાં પ્રગટે ભલા,
ઝટ ચિત્તથી દૂરે ટળે ખાટા વિચારોની બલા ૨૫૨
સાબરમતી સેવા કરે અંધારીયું અજવાળીયું,
સેવા સ્વરૂપો ગોટકા એ જ્ઞાન ગુણથી ભાળીયું,
સાબરમતીના ગુણથકી ખેંચાઇ એ સેવા કરે,
સેવામિષે કંઇ આપના એ તો અનુભવ કો ધરે ૨૫૩

કુદરતી રહસ્યો.

ઉત્તર થકી દક્ષિણ જતી કાનમ ખરેખર ત્યાં નવું,
મનઋષિના જ્ઞાનીજનો એ જાણના વચને કહ્યું,
બાહ્ય શોધની ગતિ શોધકજનો અનુભવવડે,
જ્ઞાના કરે જે કલ્પના પણ મર્મ ના નજરે ચઢે ૨૫૪
જે કુદરતી રચના બની તેના રહસ્યો છે ઘણા,
જાણે ન પૂરા કોઈ જન તે વાત્તુર ગોઠવણો,

કવિયો કરે છે કલ્પના પણ મર્મ પુરૂં ના લહે,
એવી ગતિ જ્યાં સર્વની ત્યાં ગુપ્ત મર્મ ન કો કહે. ૨૫૫
ત્હારાં રહસ્યો ગુપ્ત તેનાં દ્વાર જો ખુલ્લાં કરે,
સમજાય સાચું તો પછી સાચું સકલ કવિયો વરે;
ત્હારી કૃપા જો થાય તો દ્વારો થતાં ખુલ્લાં ખરે,
કુદ્રત રહસ્યો જાણતાં આનંદની અવધિ ખરે. ૨૫૬
પાસે રહી અનુભવ કરે કુદ્રતતણો કવિયો ખરે,
કાંઠે રહી તપને તપે કૈ યોગિયો ધ્યાનજ ધરે;
તવ મર્મ લેવા કારણે ધુણીયો ધખાવે [1]નાગડા,
કુદ્રત કૃપા જો થાય તો પાર જ લહે કૈ થઇ વડા. ૨૫૭

**સંકીર્ણ પટ્ટ ત્યા પાણીની તાણ.**

સાબરમતી પટ સાંકડો ત્યાં તાણ જળની જાણવી,
સાબરમતી વિસ્તાર પટ ત્યાં તાણ ક્યારે અવનવી;
સંકીર્ણ જીવનપટ અહો ત્યાં તાણ પાણીની રહે,
વિસ્તાર જીવનપટવિષે મદ તાણ પ્રાયે કો લહે. ૨૫૮
પ્રતિપક્ષી અગ્નિ તવ જલે ઓલ્હાય છે અનુભવ ખરે,

---

૧. નાગાબાવા.

પ્રતિપક્ષીઓ પાસે વસે પણ દૂર છે તે કુદ્રતી,
નિજયોગ્યતા વણ ના થતી સન્તો મળે પણ સન્મતિ;
સાબરમતી દૃષ્ટાંતથી શુભ શિખવતી જનવર્ગને,
ફરજો બજાવો શક્તિથી કરશો ન મોહે ગર્વને. ૨૬૩

**બેદના ત્યાગપૂર્વક પરમાર્થીની મહત્તા.**

અશુચિ ધુવે નરનારીઓ ને બાળકો અશુચિ ધુવે,
બાળેજ ત્હારા કાંઠડે મડદાં મનુષ્યો બહુ રૂવે;
નાખે જ જલમાં હાડકાં ને રાખ મધ્યે નાખતા,
નરનારીઓ બહુ મેલ મધ્યે નાંખતાં ને ઓકતાં. ૨૬૪
ભેંસો અને પાડા તથા ગાયો જ વૃષભો મૂતરે,
અશુચિ કરે તવ મધ્યમાં અજ્ઞાનીઓ ગંદી કરે;
તોપણ પવિત્ર જ તું સદા નિર્મલ ઘણી ગંગા પરે,
પાણી પીવે લોકો સદા નરનારીઓ પાણી ભરે. ૨૬૫
તુજમાં થયેલી ગંદકીનો દોષ કો દેખે નહીં,
મોટાતણી મોટાઇથી નહિ દોષ દેખાતો સહી;
પરમાર્થી જગજીવક વગેરે સદ્ગુણો છે જ્યાં ઘણા,
ત્યાં દોષ થોડા હોય પણ તે લાગતા સોહામણા. ૨૬૬

મ્હોટું જ મોટાનું સહુ મોટાઇમાંહી તે ભળે;
માટે શિખામણ મન ધરી ગુણરાગદૃષ્ટિ ચાલીએ,
ગુણરાગથી મોટા બની આનન્દમોંજે મ્હાલીએ. ૨૭૧

**સાબરપૂરને એકદૃષ્ટિથી સિંહ તરે છે–સાધ્યતા–**

નિજસાધ્ય દૃષ્ટિ રાખીને તવ પાણીને સિંહો તરે,
ભૂલે યદા પાછા ફરે ધાર્યું જ ત્યાં જાતા ખરે;
તવ પાર પામે ધારેલો સિંહો શિખામણ આપતા,
ઉત્તીર્ણ થાવું ધારીને ખાવા ન ભૂલી બહુ ખતા. ૨૭૨
નિજ સાધ્ય દૃષ્ટિ રાખીને સામર્થ્યવન્તો સંચરે,
જાવું ઘટે ત્યાં જાય છે એકદૃષ્ટિને રાખી ખરે;
પાછા ફરે ભૂલે યદા પાછા ફરી ત્યાં જાય છે,
સજ્જનતણી સિંહસમગતિ કર્તવ્યયોગે થાય છે. ૨૭૩
જ્યારે જ આવે રેલ બહુ બે કંઠતબ ઉભરાય છે,
કાંઠા છલોછલ જલવડે મોઝાંથકી સોહાય છે;
આરો ન ઉતરાતો તદા લોકો ઉતરતા નાવડે,
શોભા મઝા ઉસ્તાદીથી જ્યારે જ તરતાં આવડે. ૨૭૪
બે કંઠ પાસે ઝાડ પર્યંત પાણી બહુલું આવતાં,

**જલના આગલા પ્રવાહોને પાછલા પ્રવાહો ધકકેલીને ચાલવામાં સહાયક બને છે.**

આગળ ધકેલે પાછલા જલના પ્રવાહો બળવડે,
આગળ પ્રવાહોને ઘણી સાહાય્ય પાછળની ખરે;
સાહાય્ય પાછળની મળે આગળ પ્રવાહો બહુ વહે,
સમજાવતી એ સાનમાં સાબર ધરી મૌન જ રહે. ૨૭૯
સાહાય્ય પાછળની મળે આગળ વધાતું જાણવું,
દૃષ્ટાંત દેખી સૈન્યનું પાછળ બહુ બલ આણવું;
જે પૂંઠ પાછળ [1]સાઝને કરનાર માનવ છે ઘણા,
આગળ તદા વધતાં ઘણું રહેશે ન પાછળ કંઇ મણા. ૨૮૦
પ્રગતિપ્રવૃત્તિપંથમાં પાછળતણું બળ મેળવે,
આગળ વધાતું સોગણું આશા જ હિમ્મત ભેળવે;
જ્યાં પૂંઠને પૂરે જનો ત્યાં ઉન્નતિ વિજયો થતા,
તે દેશના તે ધર્મના રહે છે મનુષ્યો જગ છતા. ૨૮૧
પૃથુરાજ પાછળ પૂંઠને પૂરનાર યોધા નહિં હતા,
તેથીજ પાછળ હિંદુઓએ દુઃખના ખાધા ખતા;
અંગ્રેજ લશ્કર પાછળે જો પૂંઠ પૂરકજન હતા,
તેથીજ તે સામ્રાજ્યમાં આગળ વધ્યા જગ થૈ છતા. ૨૮૨

---

[1] સાહાય્ય.

ખર્ચાળુને પ્રતિદિન થતી ચિન્તા ઘણી મનમાં અરે,
આવક ઘણી કાર્પણ્ય બહુ તે પણ ઘણી ચિન્તા વરે;
નિજજીવન રથનાં ચક્ર બે આવક અને વ્યય જાણવાં,
સરખાં જ ચાલે પ્રગતિ છે માટેજ સરખાં આણવાં. ૨૮૭
નિજશક્તિયોનો વ્યય ભલો આવકપ્રમાણે યુક્તિથી,
અપવાદથી નિજ શક્તિનું સ્વાર્પણ ભલું છે ભક્તિથી;
આવક પ્રમાણે વ્યય કરો એવું શિખવતી જીવનથી,
અવલોકી નીતિ યુક્તિયો આચારમાં મૂકો મથી. ૨૮૮
જે દેશમાં આવક પ્રમાણે વ્યય કરે લોકો સહુ,
તે દેશની આબાદી છે તેનું શું ? હું વર્ણન કહું;
અતિદાનને કાર્પણ્યથી વ્યવહારમાં વાંધો પડે,
આવક પ્રમાણે વ્યય કરે વ્યવહારમાં સૌ પરવડે. ૨૮૯

આત્મસત્તા વિશ્વાસ.

નિજ આત્મસત્તાની પ્રતીતિ ધારતી વહેતી રહે,
પરમાર્થજીવન જીવતી જગ લોકને એવું કહે;
વિશ્વાસ રાખી આત્મની સત્તાતણો કાર્યો કરો,
પરના ભરૂસે ના રહો નિજ આત્મસત્તાએ ફરો. ૨૯૦

શુભ કુદ્રતી સાબરમતીની દૃશ્ય શોભા ઓર છે,
કુદ્રત્ મઝાની લાગતી તેનું બહુલું જોર છે;
જે કુદ્રતી છે કાયદા તેનેજ તોડો ના કદી,
સમજાવતી કુદ્રત્થકી જોશો તમે સાબરમતી. ૨૯૫
કુદ્રત્ ઘણી છંછેડીને વિજ્ઞાનીઓએ શું કર્યું,
પાશ્ચાત્ય લોકોએ અરે દેખો શું? અન્તર્સુખ વર્યું;
સર્વત્ર કુદ્રત્ કાયદા વ્યાપી રહ્યા નિયમોવડે,
તોડે જ તેને સુખ નહિ હાનિ ઘણી જગ ખળભળે. ૨૯૬
કુદ્રત્તણા સામે થતાં તાબે ન ક્યારે એ થશે,
પાશ્ચાત્ય મોટા યુદ્ધની પેઠે ગબોળા થઈ જશે;
કુદ્રત્તણા જે કાયદા તેનો ન ભંગ કરો કદી,
વૃક્ષો કપાવ્યાથી ઘણી વર્ષા ઘટે હાનિ વદી. ૨૯૭
કુદ્રત્બળે જે જે થતું તે અન્યથી થાતું નહીં,
કુદ્રત્થકી ડાહ્યા બને સુખભ્રષ્ટ જગ થાતું સહી;
કુદ્રત્તણા જે કાયદા તેનેજ લોકો તોડતા,
નક્કી જ સન્તો જાણવું તે પત્થરે શિર ફોડતા. ૨૯૮
હુન્નરકળા યન્ત્રો વધ્યાં પણ સુખ વધ્યું શું દેખશો.

સાન્ત વધી બહુ વસ્તુની પણ શાન્તિ મન શું પેખશો,
બહુ કારખાનાં જન વધ્યા પણ શાન્તિસુખ પોકે વધી,
અન્તર્ વિચારી દેખશો શુદ્ધ ચેતના સાધન મધી ૨૯૯

કુદરતથી પ્રતિકૂળ ના કરો.

કુદરત્ નિયમને ધારીને શોભા લહે છે લખગુણી,
કુદરત્ નિયમને ધારીને જેવોજ શોભે છે મુનિ,
જ્યાં કુદરતી છે વર્તનો ત્યાં કારખાનાં ફોક છે,
કુદરત વિના કૃત્રિમપણું જ્યાં ત્યાં લોકની મહાપોક છે ૩૦૦
કુદરતના અનુકૂળપણે જે જે સુધારા થાય છે,
આનન્દ પ્રાપ્તિ સુખ અને શાન્તિ સદા નિર્ભય છે,
કુદરતથી વિપરીત જે જે યન્ત્ર તન્ત્રો થાય છે,
તે તે સુધારા સ્વપ્નવત્ દુઃખો પણા પ્રકટાય છે ૩૦૧
બાહ્ય ન કુદરત કે યદા આત્મિક શાન્તિ બે સાધ્ય,
બાહ્ય ન કુદરત ને યદા કુદરત્ નિયમ વર્તના કેર્ય
કુદરતાદિ જે થાય છે તે તે થવા દો જ્ઞાનીને,
કુદરત્ વિષે મહાશાન્તિનાં સાધન જ્યાં મન સ્થાપીને ૩૦૨

જ્યાં બાર સાંધે તેર તૂટે ઉન્નતિ એ નહિ ખરી,
સાયન્સ હુન્નર શોધમાં કૃત્રિમતા ના સુખ જરી;
કુદ્રત્ પ્રતિકુલતા ધરી કોટી ઉપાયો આદરો,
ત્હોયે ન શાશ્વત ઉન્નતિ પામો અનુભવને કરો. ૩૦૩
કુદ્રત્ પ્રભુ જે જે કરે તે અન્ય ક્યારે ના કરે,
કુદ્રત્તણા જે પ્રેમીઓ તે સત્યશિક્ષા મન ધરે;
કુદ્રત્તણા વિજ્ઞાનીઓ કુદ્રત્તણા અનુકૂલ રહી,
આનંદ પ્રગતિ શાન્તિ ને આરોગ્ય પામે તે સહી. ૩૦૪
સાબરમતી શુભ શિખવતી કુદ્રત્તણો એ કાયદો,
ત્યાં વાયદો ના કંઈ કરો પામો મઝાનો ફાયદો;
જે જગત્ કુદ્રત્શાંતિના નિયમો પ્રમાણે ચાલશે,
સત્યોન્નતિ શાન્તિ મઝાની નીતિસુખથી મ્હાલશે. ૩૦૫

**અનેક આઘાતો સહી મસ્ત બની વહેનારની ઉચ્ચતા.**

આઘાત બહુ થાતા સહે તે વાત કોને ના કહે,
આઘાત સહતાં ઉન્નતિ થાતી સદા કહેતી વહે;
આઘાત દુઃખો બહુ સહી વહેતો રહે તે સુખ લહે,
સાબર જગતને શીખવે મસ્તીલી થૈ પથમાં રહે. ૩૦૬

કર્તવ્ય જીવનમાં વહો સહુ પ્રાણીઓ નિજ શિરસટે. ૩૧૦
કર્તવ્ય ફરજે મસ્ત થૈ સમભાવથી વહેતા રહો,
પંચાત કોની ના કરો રહેણી સદા ફર્જે વહો,
અધિકાર જે કર્તવ્યનો આનંદથી તે તે કરો,
અન્યોવિષે નિજ ચિત્તને દીધા વિના મસ્તી ધરો. ૩૧૧
અધિકાર નિજ કર્તવ્યમાં ન્હાના ન કો મોટા નહીં,
સરખા સકલ જીવો ગણી ભૂલો ન ફર્જો નિજ સહી;
સન્માન વા અપમાનની પરવા ન મનમાં રાખવી,
કર્તવ્યમાં મસ્તાન થૈ આનંદવાની ચાખવી. ૩૧૨
જે જે અવસ્થા સંપજે આનન્દ ત્યાં માણો સદા,
સાબર શિખામણ એ કહે સમજુ ન ભૂલે એ કદા;
નિજજીવન આનન્દઝરણથી ઝર ઝર વહો શિક્ષા ભલી,
સમજુ હૃદયમાં માનશે એ શેલડીથી પણ ગળી. ૩૧૩
નબળા પડો ના શોકથી ચિન્તા જ ચિતાસમ ગણો,
કર્તવ્ય વેષો ભજવવા શુભ શીખને મનમાં ભણો;
બહુ સાથમાં વા એકલા આનન્દની મોજે રહો,
આનન્દ જીવન જીવવું કર્તવ્ય કરણીમાં લહો. ૩૧૪

**પ્રભાતમાં રવિનું સ્વકુકુમકિરણોવડે સાભ્રરપૂજન.**

પરભાતમા પૂજે રવિ કુકુમકિરણોએ ત્હને,
પૂજાય ત્યા આશ્ચર્ય શુ? પરમાર્થની મૂર્ત્તિ બને,
કુકુમકિરણ તવ જલવિષે પડતાજ શોભા બહુ થતી,
પરમાર્થદેવીની અહો જાણે જ કરતા આરતી ૩૧૫
સાભ્રમતીજલમા પડી કુકુમકિરણો ન્હાય છે,
તેથી બની ધોળા પછી આકાશમા શોભાય છે,
પાછા જ ન્હાવા કારણે સધ્યાસમે જલમા પડે,
પશ્ચાત્ અન્ય જ ક્ષેત્રપર પડીને પ્રકાશે ઝળહળે ૩૧૬
કિરણોવડે જલ ખેચતો આકાશમા ભાનુ રહી,
તે હેતુએ સધ્યાસમે એ આરતી કરતો સહી,
ખેચી જ પાછુ આપતો જલને ગ્રહી કિરણોવડે,
પાછુ જ લેઇ આપવુ એ સજ્જનોને પરવડે ૩૧૭

**પરમાર્થીનાં મોટાઓ પણ દર્શન કરે છે–સેવા કરે છે–તો ન્હાના કરે તેમા શું આશ્ચર્ય?**

મધ્યાન્હ વેળા તવ ઉપર આવી દિવાકર ઝગઝગે,
કિરણો જ સિદ્ધા તવ ઉપર પડવાથકી બહુ ચકચકે,

પરહેત કાયા જે ધરે પૂજાય તે કુંકુમવડે,
નિર્મલપણું જ્યાં હોય મોટા ભાનુસમ એ પરવડે. ૩૧૮
મોટા કરે જ્યાં આરતી બાકી ન રહેવે ત્યાં કશું,
કુદ્રત્તતણો એ કાયદો પરમાર્થ ત્યાં એ ઉલ્લસ્યું;
ભાનુ પ્રતિદિન આવીને સાબરમતીદર્શન કરે,
આકાશમાં ચાંદો ઉગી દર્શન કરે ને સંચરે. ૩૧૯
પરમાર્થીનાં દર્શન કરે સહુ લોક એવો કાયદો,
ઉદ્યોત તેથી જગ થતો જગલોકને બહુ ફાયદો;
પરમાર્થીજનના આંગણે ઉદ્યોત મોટાઓ કરે,
આશ્ચર્ય ત્યાં કશુંએ નહીં વિબુધો વિવેકે વ્યવહરે. ૩૨૦
ભાનુપ્રકાશે શોભતી ને ચંદ્રના ઉદ્યોતથી,
તેવી અહો સાબર કહો ચમકાય શું ખદ્યોતથી;
તોપણ અહો તવપર ઉડી ખદ્યોત ચમકારા કરે,
સેવાય સહુ નિજશક્તિથી એ ન્યાયને સૌ અનુસરે. ૩૨૧

**મોટાઓ જ્યાં વિપત્તિથી ગ્રહાય છે ત્યાં ન્હાનાનું શું કહેવું ?**

ભાનુ શશીસમ મોટકા જ્યારે ગ્રહાતા ગ્રહણથી,
ત્હોંયે ગ્રહાતી તું નહીં જેવો જ યુદ્ધે મહારથી;

અધાગીયામાં તું ગ્રહાતી તમથકી છૂટે નહીં,
મોટાઓની એવી દશા ન્હાનાનું પૂછો શું? સહી ૩૨૨
મોટા ઉપર ગ્રહણો રહ્યા ત્યાં અન્યનો શો આશરો,
અવબોધી એવું ચિત્તમા ના ગર્વને કોઇ કરો,
સન્માન ને અપમાન મહુ મોટાતણા મોટા કહ્યા,
ન્હાના જ ન્હાનાના સહુ સમજી વિવેકી સુખ લહ્યા ૩૨૩
આ વિશ્વમાં કરવો ઘટે ના શોક દુખ ગ્રહણો થતા,
ગ્હેતા સદા ના દુખના ગ્રહણો વિલય ઝટ થઇ જતા;
કુદ્રતતણો એ કાયદો મયોગ મળીયા સહુ ટળે,
વિપત્તિથી અકળાઓ ના વિપત્તિવેળા ઝટ ગળે ૩૨૪
એ તમથકી ઢકાય છે મોટા જનો મન જાણવું,
માયાથકી ઢકાય છે પરબ્રહ્મ મનમા આણવું,
કાળા પડળ પથગય મન્તો પર તથાપિ ઝટ ટળે,
દુખી ન મનમા કઈ થવું આનન્દ વેળા ઝટ વળે ૩૨૫
કુદ્રતતણો એ કાયદો હા સર્વ પર છાઇ રહ્યો,
નિંદા કરો ના કોઇની અભિમાન જાએ ન વહ્યો,
જ્ઞાનીજનોએ સર્વને, સમજી શિખામણ મન ગ્રહી,

આનંદથી નિજ ફરજથી કર્તવ્યની કરણી વૂહી. ૩૨૬
સીતા સતી દમયંતીને સંકટ પડયાં અન્તે ટળ્યાં,
સંકટ પડયાં શિવાજી પર અન્તે જ ફૃતપુણ્યો ફળ્યાં;
શ્રીપાલ મયણાંને પડયાં સંકટ ટળ્યાં અન્તે અહો,
આ પણ જશે એ પણ જશે એ જાણીને ધીરા રહો. ૩૨૭
વિપત્તિ સંકટ ગ્રહણથી અકળાઇ જાવું ના કદિ,
સુખ દુઃખ વાદળ છાયવત્ આવે કહે સાબરનદી;
ના હારવી હિમ્મત કદી સંકટગ્રહણ દૂરે ટળે,
દૃષ્ટાંત મોટાનાં ગ્રહી વહેવાથકી શાન્તિ મળે. ૩૨૮

**સાબરમતીમાં હાથમતીનું ભળવું, તે ઉપરથી મળતું શિક્ષણ.**

સાબરમતીમાંહી ભળે છે હસ્તમતી મહાવેગથી,
મહાયુદ્ધમાં દોડી જતો જેવો જ ભારત મહારથી;
બન્ને મળી સખીયો વહે ના રૂપ જૂદું કંઇ વહે,
ન્હાનો ભળે મોટાવિષે તો નામ મોટાનું રહે. ૩૨૯
મોટાવિષે ન્હાના ભળે નિજ નામ આકારો ત્યજી,
કુદરત્થકી એવું બને છે જાણશો બુદ્ધિ સજી;

પરબ્રહ્મમા મળવાથકી જો નામ રૂપો ના રહે,
નામાકૃતિમમતાથકી ના અમર જીવન કો લહે   ૩૩૦
જે પ્રેમથી મોટાવિષે લઘુનુ અહો ભળવુ થતું,
નામાકૃતિ ત્યા ના રહે પણ જીવનથી રહેવુ છતુ,
સોથી મહાપ્રભુમા ભળો નામાકૃતિ મમતા ત્યજે,
અધ્યાત્મજ્ઞાની જાણીને તન્મયપણું ભાવે ભજે   ૩૩૧
નામાકૃતિ મોટાતણી તે જાણી નિજની ત્યા ભળે,
તાદાત્મ્ય સખ્ય સબધમા તન્મયપણે સુખ ઉછળે,
તન્મયપણે ભળવુ કહ્યુ ના ભિન્નતા રાખી જરા,
જ્યા મેળ સાચા હોય છે ત્યા ભેદની ના કઇ બલા ૩૩૨
ભળીને થવુ ના ભિન્ન પણ લયલીન રાખો એકતા,
સાબરમતીમાહી ભળે સમજાવતી શુભ છેકતા,
નિજજાતિમા કુદરતથકી જ્યા સખ્ય ભાવે મેળ છે,
ત્યા એક્યને તાદાત્મ્યથી આનન્દજીવન ગેલ છે   ૩૩૩
જો નામરૂપે ભિન્નતા છે હોય તે પ્રેમે મળે,
દૂરે છતા પણ દોડીને પામે જ આવીને ભળે;

એ પ્રેમ સંબંધ નહિ છુપે છૂપાવતાં કો કાળમાં,
કમળો વિકસતાં ભાનુથી એકેન્દ્રિના અવતારમાં. ૩૩૪
તાદાત્મ્યસખ્યસંબંધથી મિત્રોથકી મિત્રો મળે,
જ્ઞાનીવિષે જ્ઞાની ભળે સખીઓથકી સખીઓ હળે;
નિજની મહત્તા જ્યાં ઘણી સ્વાર્પણ કરી ત્યાં સહુ ભળે,
સ્વાર્પણ અને તાદાત્મ્ય વણ ભેળા મળ્યાથી શું વળે. ૩૩૫
નામાકૃતિથી ભિન્નતા ધરવાથકી કો ના ભળે,
નામાકૃતિ સ્વાર્પણ કરી સંન્યાસથી ભેળાં મળે;
ભેગા ભળે જે એ રીતે તેનુંજ ભળવું સત્ય છે,
પ્રભુરૂપમાં સન્તો ભળે પરપ્રેમનું એ કૃત્ય છે. ૩૩૬

**ભેગાં મળવાથી સંઘશકિતની વૃદ્ધિ.**

બે એકડા ભેગા મળે અગિયાર જગ કેહેવાય છે,
બન્ને નદી ભેગી મળે બળ પ્રાણીમાં પ્રકટાય છે;
ભેગા મળી બહુ જન ઘણી શક્તિ જગત્માં મેળવે,
ધાર્યાં કરે કાર્યો ઘણાં શુભસંઘ શક્તિ કેળવે. ૩૩૭
કલિકાળમધ્યે સંઘશક્તિ સર્વથી મોટી સહી,
ભેગી મળીને સંઘપુરની પાસ શિક્ષા એ કહી;

ભેગા મળી મોટાથકી બહુ મ ઘશક્તિ ખીલવો,
સરક્ષી શકવા જીવનને બીજુ ન એમા કઇ લવો ૩૩૮
જો સ ઘપુર તાણ્યુ અહો ભેગી મળીને પાણીથી,
ઓગણીશ પચ્ચીશ સાલમા સમજાય સમજુ વાણીથી,
દૃષ્ટાંત એવુ જાણીને ભેગા મળો સ્વાર્પણ કરી,
મમતા અહ તાને ત્યજી મહાસ ઘશક્તિ આદરી ૩૩૯

**પરમાર્થકર્તવ્યમાં આલસ્ય ન કરવુ.**

પરમાર્થ જીવનમા કદા આલસ્ય ના અ ગે ધરે,
વહેતી રહે ક્ષણ ક્ષણ પ્રતિ આલસ્ય નહિ શીખી ખરે,
બહુ કાલથી વહેતી રહે [1]લવ થાકને ખાતી નથી,
જોયુ જ અનુભવને કરી જીવનપ્રવાહો બહુ મથી ૩૪૦
આલસ્યથી દૂરે રહી પ્રગતિજીવન સમજાવતી,
આલસ્યને ધરવાથકી થાતી ન ક્યારે સદ્ગતિ,
આલસ્ય સમ શત્રુ નથી આ વિશ્વમાહિ જાણશો,
આલસ્યથી પડતી થતી એવુ જ મનમા આણશો ૩૪૦
આલસ્યથી પ્રગતિ થતી નહિ કોઇની જગ જાણવી,

૧ લેશ

બુદ્ધિ બગડતી તે થકી શ્રદ્ધા સદા મન આણવી;
બરબાદી બહુ થૈ દેશની આલસ્યની સેવા કરે,
આલસ્ય ત્યાં દેશોન્નતિ ધર્મોન્નતિ કંઇ ના ખરે. ૩૪૨
આલસ્યથી સહુ શક્તિયો પ્રકટયા છતાં વિણશી જતી,
આલસ્ય જ્યાં ઇચ્છાય ત્યાં તો જાણવું બહુ દુર્મતિ;
આલસ્ય મોહું ઝેર પણ મીઠું જ જેને લાગતું,
સદ્ભાગ્ય તેનું હોય ત્હોંયે થાય અન્તે ભાગતું. ૩૪૩
આલસ્ય જેના અંગમાં તે જીવતો મડદાસમો,
અતએવ આલસને તજો ઉદ્યમ સદા સેવો તમો;
ધૂલીથકી હલકું ઘણું આલસ્યથી જીવન થતું,
દેખાય જીવન તેજ તેવણ નષ્ટ પ્રાયજ થૈ જતું. ૩૪૪
પાશ્ચાત્ય દેશીઓ જુવો આલસ્યના સામા થયા,
પ્રખ્યાત દેખો પૌર્વીયો આલસ્યથી પડતી લહ્યા;
કર્તવ્ય ફરજો સેવવી આલસ્યને દૂરે કરી,
શિક્ષા મઝાની લાગશે જે ભવ્ય તેને એ ખરી. ૩૪૫

**કુદ્રતપ્રભુની કૃપાથી વહેતું જીવન.**

આ વિશ્વમાં કુદ્રતપ્રભુની મહેરતક જીવાય છે,
કુદ્રતપ્રભુની મહેર વણ પલમાં ન જીવ્યું જાય છે;

કુદ્રત્પ્રભુની મહેર તક કારણુ બધા સફળા થતા,
કુદ્રત્પ્રભુ રૂઠયા પછી કારણુ બધા નિષ્ફલ જતા ૩૪૬
કુદ્રત્પ્રભુને કર્મની ઘટના ન કોઈ કળી શકે,
કુદ્રત્પ્રભુના હાથમા લજ્જત ન વળતુ બહુ બકે,
કુદ્રત્કૃપા યાવત્ અહો વહેતી રહે તાવત્ સહી,
ત્યા કોઇનુ ચાલે નહી ભાવીજ પરખાતુ નહીં ૩૪૭
સાબરમતીનુ વહેવવુ કુદ્રત્પ્રભુના હાથમા,
પલમા કરે કઇ અવનવુ દેખો જ માનવ સાર્થમા,
કુદ્રત્ ન કોના હાથમા ક્યારે ન થે થાશે નહીં,
કુદ્રત્પ્રભુના યન્ત્રની લીલા ન પરખાતી સહી ૩૪૮
મૃત્યુની પરવા ના ધરે સાબરમતી વહેતી રહે,
મૃત્યુ ન તેના હાથમા તો શોક તેનો શીદ વહે,
જીવાય યાવત્ જીવવુ આનન્દની મોઝે રહી,
ચિન્તા કર્યાથી શું વળે ? જ્યા હાથમા બાજી નહીં ૩૪૯
સાબરમતી જગ શીખવે જીવાય ત્યા તક જીવવુ,
કુદ્રત્પ્રભુની મહેરથી ચિન્તો ન મનમા અવનવુ,

---

૧ મુદ્દલ—જરાપણ

સંસારમાંહી કર્મના ખેલોજ ખેલે જીવડા,
કર્મપ્રભુની બાજીને દેખે જ સન્તો જીવડા. ૩૫૦
જીવાય ત્યાં તક જીવવું નામાકૃતિભેદોવડે,
પર્યાય ફેરે સહુ જીવે પર્યાય બીજાને ધરે;
નહિ નાશ કોનો સર્વથા સંસારમાંહી જાણશો,
આત્માવિષે કુદ્રત રહી ઉત્પત્તિ વ્યય મન આણશો. ૩૫૧
ઉત્પાદવ્યયધ્રુવતામયી આત્મા સકલ કુદ્રત્પ્રભુ,
સર્વે જણાતું અનુભવે જાણે જ આનન્દી વિભુ;
ભેદો અનન્તા જાણવા કુદ્રત્પ્રભુના ક્ષણક્ષણે,
સ્યાદ્વાદનયસાપેક્ષથી સર્વે મહન્તો એ ભણે. ૩૫૨
સાબરમતી કુદ્રત્પ્રભુના ખેલથી ખેલે ઘણી,
સન્તો મહન્તો યોગીઓને લાગતી સોહામણી;
આ વિશ્વમાં સોહામણું વ્યાપી રહ્યું છે સર્વમાં,
એવું હૃદયમાં જાણીને રહેશો ન કોઇ ગર્વમાં. ૩૫૩

**જીવો અને અજીવો-પરસ્પર-એક બીજાની સાહાય્યથી જીવી શકે છે.**

આ વિશ્વમાં સાહાય્ય છે સૌને પરસ્પર ક્ષણ ક્ષણે,
સાહાય્ય વણ જીવે નહીં કો જ્ઞાનથી સન્તો ભણે;

સાહાય્ય લેઇ જીવવુ સાબરમતીનુ થાય છે,
સાહાય્ય વણ જીવાય ના સન્તો મહન્તો ગાય છે ૩૫૪
બહુવૃષ્ટિ ને ઝરણાતણી સાજે વહે સાબરમતી,
સાહાય્ય વણ ડગલુ ભર્યાની જાણશો ના કયા ગતિ,
વૃષ્ટિઝરણ વહેળા સરોવર રૂપ છે સાબરમતી,
તેના અભાવે જાણશો સાબરતણી રહે ના છતી ૩૫૫
આકાશ શશી ભાનુ મહી વાયુ અનલ જલ ભૂરૂહો,
સૌને પરસ્પર સાહાય્ય છે સાહાય્યથી મહીને દુહો,
પૃથ્વી અનલ જલ વાયુ ને ભાનુ વિના જીવાય ના,
ગુરૂગમ લહી સમજ્યા વિના અહંકાર કોનો જાય ના ૩૫૬
નિજદેહમા અંગો પરસ્પર [1]સાજને કરતા જુવો,
અનુભવ કરીને સર્વમા અભિમાન કર્તાનુ ખુવો,
કરનાર હુ મે આ કર્યુ અભિમાન એવો ના ઘટે,
નિરહ પણે ઉપકાર સૌનો વાળવો હો શિરસટે ૩૫૭
જેને ગણો છો એકલુ તેમા જ સૌનો ભાગ છે,
સાહાય્ય સામાસામી છે કુદ્રત્તણો એ યાગ છે,
સૌની પરસ્પર સાજને લેવીજ કુદ્રત ધર્મ છે,

---

૧ સાહાય્યને

લેવાય ના તેના વિના એક શ્વાસ પણ એ મર્મ છે. ૩૫૮
સાગર કહે છે સર્વને સાહાય્ય લેવી આપવી,
એ ફરજ છે સહુજીવની કુદ્રત્ મહત્તા સ્થાપવી;
જીવાય અન્યોનું ગ્રહી અન્યોગ્રહે પોતાથકી,
અજીવો અને જીવોવિષે અવબોધી ના જાઓ છકી. ૩૫૯

**નિન્દા અને સ્તુતિપર લક્ષ્ય ન દેવું.**

ઉપકાર સાગરના ઘણા અવબોધી કૈ પૂજા કરે,
વર્ણન કરે બહુ ભાવથી લઘુતા ધરીને કરગરે;
પુષ્પે વધાવે પ્રેમથી ઉતારતા જન આરતી,
ગાવે સુમંગલ ગીતડાં નરનારીઓ ધરીને રતિ. ૩૬૦
નરનારીઓ અવલોકીને વારી જતાં બહુ ભામણે,
બહુ દોષ અછતા કાઢીને દુર્જન ઘણા નિન્દા ભણે;
ટીકા કરે બહુ જાતની મનમાનતી મનમાં છકી,
નહિ લક્ષ્ય દેતી તેવિષે સમભાવ વણ બીજું નથી. ૩૬૧
જે જે રૂચે તે સહુ કરે કર્મો કરે તેવાં ફળે,
આપે શિખામણ સર્વને કર્મો કરેલાં નિજબળે;
છોડે ન જગમાં કર્મનો જે કાયદો તે કોઇને,
વેદાય કર્મો સર્વને અનુભવ કરો એ જોઇને. ૩૬૨

જે જે કરે તે ભોગવે ત્યા લક્ષ્ય દેવુ કયા રહ્યુ,
માટે જ નિન્દા વર્ણ પર મે લક્ષ્ય ક્યારે ના ગ્રહ્યુ,
પૂજક ગ્રહે છે પુણ્યને નિન્દક ગ્રહે છે પાપને,
નિશ્ચય હૃદયમા ધારશો કુદ્રત્તણી શુભ છાપને ૩૬૩
વહેવુ સદા નિજ પથમા ના લક્ષ્ય દેવુ કોઇમા,
મનડુ જરી ના પ્રેરવુ નિન્દકતણી બદબોઈમા,
આપેજ કુદ્રત ન્યાય ત્યા પોતે ન માથુ માગ્વુ,
કુદ્રત્તણો એ કાયદો સમજી હૃદયને ઠાગ્વુ ૩૬૪
ટીકા કરે બહુ જાતની લોકો ન તે ગણુકારવી,
ગજ પાછળે શ્વાનો ભમે છે વાત મનમા ધારવી,
સાચુ ન છાનુ જગ રહે દરકાર કોની ના ધરો,
નિન્દા સ્તુતિપર લક્ષ્યવણ નિજ જીવન ફરજો અનુસરો ૩૬૫

સાર્થકનામ કરવુ.

પ્રાય રહે છે વાદળા તવપર અહો તે કારણે,
સાન્વર્થ નામ જ માભ્રમતી જાતા જનો તુજ વારણે,
નિજનામને સાર્થક કરે એવા જનો વિરલા અહો,
ગુણધેય નામ જ ધારીને કાર્યો કરી પથમા વહો ૩૬૬

સાર્થક કરે છે નામને મોટા જનો સદ્‌ગુણવડે,
પુરૂષાર્થને બહુ સ્ફોરવી બહુખંતથી કાર્યો કરે;
નિજનામ સાર્થક ના કર્યું તે હાસ્યપાત્ર જ થાય છે,
નિજનામને સાર્થક કરે લોકોવડે વખણાય છે. ૩૬૭

જેણે ન રાખ્યું નામ તે શા હેત જન્મ્યા માનવા?
રાખ્યુંજ જેણે નામ તે જન્મ્યા જ જગમાં માનવા;
તીર્થંકરોએ નામને સફળાં કર્યાં એ કારણે,
દુનિયા પ્રભાતે પ્રેમથી નામો જ તેઓના ગણે. ૩૬૮

**અભિમાન ત્યજીને વિશ્વમાં નીચા નમીને વિનયથી ચાલવું.**

નીચા નમીને ચાલવું એવું જગત્ શિખડાવવા,
નીચી સદા વહેતી રહે આદર્શજીવન ગાળવા;
સહુને નમીને ચાલવામાં ઉચ્ચતા નિજ ઝળકતી;
વિનયે ન વૈરી કો થતું યશ કીર્ત્તિમિષે ચળકતી. ૩૬૯

નીચા નમીને ચાલવામાં ફાયદો કોટી ગમે,
અહંકાર મન આવે નહીં ને વૈર ઝેરો ઉપશમે;
નીચા નમ્યાથી કૃષ્ણની પેઠે જ વિજયો બહુ મળે,

નીચા નમીને ચાલતા શુભ ભાગ્યની વેળા વળે ૩૭૦
નીચા નમીને ચાલતા તે પ્રેમ સૌનો મેળવે,
નીચા નમીને ચાલતા તે સર્વ શક્તિ કેળવે,
નીચા નમીને ચાલતા તે સર્વથી ઉંચા થતા,
ઉંચા નમે ના તાડવત્ તે પાછળે ખાતા ખતા ૩૭૧
નીચા નમીને ચાલતા વિઘ્નો ઘણાં દૂરે થતા,
નિજ કિરણુ નીચા નાખીને ભાનુ કરે છે ગુણુ છતા,
નીચા નમ્યાથી મેઘ પણુ આ વિશ્વમા વ્હાલા થતા,
પદવી વરે મહારાજની નીચા નમીને વર્તતા ૩૭૨.
અક્કડ બની જે ચાલતા બહુ ઠાઠમા ઉંચામુખે,
અભિમાનથી નીચા પડે દિવસો ગુજારે બહુ દુ ખે,
નીચુ જુવે ના ગર્વથી તેની જ થૈ ગઇ રેવડી,
રાવણુસમા ચાલ્યા ગયા અહકારતા ના પરવડી ૩૭૩
અભિમાની દુર્યોધન ગયો અભિમાન છાડ્યો ના અરે,
નેપોલીયન કેદી થયો પ્રત્યક્ષ દષ્ટાતો ખરે,
વિણુસ્યા સિકદરસમ ઘણા યાદી ન તેની કો કરે,
અજ્ઞાનીઓ ઉંચામુખે નાહક અહોહો સંચરે ૩૭૪

છાજ્યો નહીં અભિમાન કોનો વિશ્વમાંહી જાણશો,
નિજ આત્મવત્ સૌને ગણી સૌને નમીને ચાલશો;
નિજ પંથમાં નીચા નમી વહેવું ન કરવો ગારવો,
અભિમાન શત્રુ પ્રગટતાં નિજ વિનયશસ્ત્રે મારવો. ૩૭૫
પરમાર્થપ્રગતિ પંથમાં નીચા નમી સન્તો વહે,
નીચાં નમે ફ્ળ લાવીને વૃક્ષો શિખામણને કહે;
નીચા નમીને ચાલતાં ઓછી ન શક્તિયો થતી,
વધતી રહે બહુ શક્તિયો વધતી રહે દિન દિન રતિ. ૩૭૬
જગને નમાવે જાણશો નીચો નમી જે ચાલતો,
નિજશક્તિયો જ જણાવતો તે ભવ્યપંથે મ્હાલતો;
રાજાથકી સન્તો મહન્તો પૂજ્યતાને બહુ ધરે,
નીચા નમીને ચાલવું એવું જ શિક્ષણ દિલ ધરે. ૩૭૭
કુદ્રત્ નિયમ અનુસારથી વહેવાય ત્યાં વહેવું સદા,
કુદ્રત્તણા સામા થઈ વહેતાં ન પામો ફ્ળ કદા;
ઉંચાથકી નીચે જવાતું સર્વ જનને સહેલ છે,
નીચાથકી ઉંચે જવું વહેવું ઘણું મુશ્કેલ છે. ૩૭૮
સાબરમતી ઉંચાથકી નીચા પ્રદેશોમાં વહે,

કુદ્રત્નિયમને અનુસરી પરમાર્થથી શોભા લહે,
કુદ્રત્નિયમને અનુસરી વિનયે સદા વહેતા રહો,
બહુ કીર્તિ પૂજા માનને લક્ષ્મી ઘણી પથે લહો ૩૭૯

**જન્મ દેનાર ભૂમિની શોભા કરનારને ધન્ય છે.**

નિજજન્મભૂમિની સદા શોભા વધારે લખ ગુણી,
પૃથ્વી સફલતા થાય છે તે ભૂમિના રહેતી ઋણી,
નિજજન્મભૂમિની સદા શોભા વધારે ગુણ વડે,
આખર કહે સહુ લોકને સાફલ્યજીવન પરવડે ૩૮૦
શોભાવે નહિ જે પૃથ્વીને જન્મ્યા જ શાને કારણે?
શોભાવે જનની પૃથ્વીને જાઉં જ ત્હેને વારણે,
દાતારપરમાર્થીજનોથી પૃથ્વીની શોભા થતી,
શૂરા સુભક્તોથી થતી જન્મપ્રદાતાની ગતિ ૩૮૧
જે પૃથ્વીમા સન્તો મહન્તો વીરદાની પ્રગટતા,
તે પૃથ્વીની શોભા થતી પ્રખ્યાતિ પામે ગુણછતા,
નિજ જન્મભૂમિ પર નથી પ્રીતિ હરાયુ ઢોર તે,
નિજ જન્મભૂમિ ઓળવે દુર્જન ખરેખર ચોર તે ૩૮૨
જન્મી વધાર્યો ભાર તેણે ભૂમિશોભા ના કરી,

તે જીવતો મડદાસમો કીધું ન સારૂં અવતરી;
જે સદ્‌ગુણો ગ્રહતો નહીં ને ભૂમિને ધિક્કારતો,
તે ભારભૂત જ પૃથ્વીમાં તેનો ન શુભ અવતાર તો. ૩૮૩
શોભા વધારે જનનીને જે જન્મભૂમિની ઘણી,
તે ધન્ય પૃથ્વી અવતર્યા તે ભાવ છે ચિન્તામણિ;
લજવે જ જનની જન્મભૂમિને તે શાને અવતર્યા?
માતા! દયાળુ તું ઘણી એવા જનોને પણ ધર્યા!! ૩૮૪
જે જનની જન્મપૃથ્વી માટે કંઇ કરે સ્વાર્પણ નહીં,
અવતાર તેનો છે અલેખે વિશ્વમાં જાણ્યો સહી,
તે ખાયલા શિદ અવતર્યા જે પૃથ્વીને ભારે કરે;
તે ધન્ય સજ્જન અવતર્યા જે પૃથ્વી શોભા આચરે. ૩૮૫
જે શાપ જેવા જનનીને જે જન્મભૂમિને થયા,
તે ધૂળથી હલકા ઘણા જીવ્યા અલેખે થઈ ગયા;
શ્રીકૃષ્ણ અર્જુનની પરે જે કર્મયોગીઓ થતા,
મહાવીર ગૌતમવત્ થતા જે જ્ઞાનીઓ રહે ના છતા. ૩૮૬
જે જે સતા સતીઓ બને શોભાવતા તે ભૂમિને,
ઉપદેશકો યોગી બની શોભાવતા જગ ઘૂમીને;

તે પૃથ્વીની શોભા થતી ઇતિહાસપાને અમરતા,
રહેતી સદા શિક્ષણ અહી ખાશો ન દુર્ગુણથી ખતા ૩૮૭
જે જન્મભૂમિદ્રોહી તેનુ વદન દેખો નહિ કદા,
તે ધન્ય માતૃભૂમિની ફરજો અદા કરતો સદા,
શોભા વધારે ભૂમિની જીન્યો જ જગ તે જાણવુ,
જ્ઞાનાદિસદ્ગુણ ગણ અહી કીધુ હૃદયમા આણવુ ૩૮૮

**પૃથ્વીમાતાને ધન્યવાદ.**

આબરમતી ધારણ કરી પૃથ્વી મઝાની શોભતી,
સાર્થક ધરીત્રી નામથી સર્વે જીવોને થોભતી,
એ ધન્ય પૃથ્વી માતને સન્તાન જેના ગુણભર્યા,
એ ધન્ય પૃથ્વી માતને સન્તાન આનદરસ ભર્યા ૩૮૯
એ ધન્ય પૃથ્વી માતને જેના રમીલા બાળુડા,
એ ધન્ય પૃથ્વી માતને ગાતા તનુજો ગીતડા,
નિજ જન્મભૂમિજનનીનુ પાણી જ રાખો પ્રેમથી,
કાર્યો કરો સ્વાર્પણ કરી નિજજનનીભૂમિ નેમથી ૩૯૦
પાળે જ માતા પ્રેમથી પોષે જનક બહુ પ્રેમથી,
વાત્સલ્ય માતાના સમુ ક્યાયે ન જગમાહી નથી,

અતએવ પૃથ્વી માતના શોભાવનારા થાવવું,
બહુભક્તિભરથી અનુભવી એવું હૃદયમાં લાવવું. ૩૯૧
નિજ માતને શોભાવવા કરવું ઘટે તે સહુ કરો,
નિજ માતને શોભાવવા પાછાં નહીં પગલાં ભરો;
નિજ માતને શોભાવવા સદ્ગુણ સર્વે ખીલવો,
નિજમાતૃની શોભા વધે એવા સુઉત્સવ ઉઝવો. ૩૯૨
ઉપકાર માતાના ઘણા નિજ લક્ષ્યમાંહિ લાવશો,
નિજ જનની નૂર સુરાખીને યશ કીર્તિને ફેલાવશો;
સત્તા મળી લક્ષ્મી મળી તન મન મળ્યું સફળું કરો,
સેવા કરી નિજ માતની આશીઃ ગ્રહી સુખડાં વરો. ૩૯૩

**સાબરની પેઠે સેવક બનીને જે સેવા કરે છે તે સ્વામી-પ્રભુ બની શકે છે.**

સાબર પરે સેવક બની જે પ્રાણીની સેવા કરે,
નિજ પ્રાણને અર્પણ કરે પાછું નહીં પગલું ભરે;
સેવક બની સેવા કરી તે સ્વામીની પદવી વરે,
સેવક બનીને સ્વામીપદની યોગ્યતા સર્વે ધરે. ૩૯૪
શ્રી ધર્મનૃપતિ યજ્ઞમાં પાદો પખ્યાલ્યા સર્વના,

કૃષ્ણે તથા તે મારથી તેમા જ તેને ગર્વ ના,
સેવક બનીને વિશ્વના પરમાર્થ પ્રાણો દઈ કરે,
તે વિશ્વના સ્વામી બને ને વિશ્વની પૂજા વરે ૩૯૫
જે બ્રાહ્મણાદિ ચાર છે વર્ણો જ તેના કર્મ જે,
સેવક પ્રવૃત્તિ તે ખરી ક્ષેત્રાદિયોગે ધર્મ્ય જે,
સેવકપણામા સ્વામીના સર્વે ગુણો ભળતા રહે,
અનુક્રમથકી ચઢતા થકા વિનિપાત સુજ્ઞો ના લહે ૩૯૬
સેવકપણાની ફરજને જે જે જનો કરતા રહે,
ઉંચા ચઢી પાછા પડે ના જ્ઞાનીઓ એવુ કહે,
સેવક બન્યા વણ સ્વામીપદને જે પ્રથમથી પામતો,
સેવાત્વના અનુભવ વિના સ્વામિત્વપદને વામતો ૩૯૭
અનુભવ કર્યા વણ માનવો ઉંચા ચઢી પાછા પડે,
નહિ તેર છપ્પન મેળમા સમજણ વિના બહુ આથડે,
સેવક બની અનુભવ લહી જે સ્વામીપદ સહેજે વરે,
પાછો પડે ના તે કદિ આત્મોન્નતિ વેગે કરે ૩૯૮
સ્વામી પ્રભુ બનવા ચહો તો પ્રથમ સેવક થૈ રહો,
નિજપાદસમ સેવક કહ્યા ને શીર્ષસમ સ્વામી લહો,

જે કાલમાં સેવક અહો તે કાલમાં સ્વામી પ્રભુ,
એક કાલમાં કારણ અને છે કાર્યતા કહેતા વિભુ. ૩૯૯
બ્રહ્માંડમાંને વ્યષ્ટિમાં સ્વામી અને સહુ સેવકો,
અભિમાન મનમાં રાખીને જૂઠું કદાપિ ના બકો;
અવલોકીને સાબરમતી ગુણશિક્ષણે સેવક થવું,
સ્વાર્પણ કરીને જીંદગી પરમાત્મપદ સામા જવું. ૪૦૦
ઉપકાર સહુને વાળવાને ફર્જ સેવા સારવા,
કર્તવ્ય આવશ્યક કરી સાફલ્યજીવન ધારવા;
સેવક બની સ્વામી થવું કુદ્રતતણી એ રીતિ છે,
સુજ્ઞો હૃદયમાં ધારીને તે આચરે એ નીતિ છે. ૪૦૧

### નિશ્ચય.

નિશ્ચય કર્યો તવ નહિ ફરે રવિ જો અહા પશ્ચિમ ઉગે,
નિશ્ચયદશાએ વહી રહી તુજને ન કો નિશ્ચય પુગે;
નિશ્ચય કરીને નીકળી નિશ્ચય કર્યો ત્યાં જઇ મળી,
નિશ્ચય વિનાનો માનવી જ્યાં ત્યાં જ જાતો લડથડી. ૪૦૨
નિશ્ચયથકી મૃત્યુ ગણ્યા વણ કાર્ય ધાર્યા સહુ કરે,
સંકલ્પ કીધા ડગમગે ત્યાં કાર્ય ધાર્યા સહુ ફરે;

નિશ્ચયથકી સિદ્ધિ થતી નિજકાર્યની ધારી ખરી,
નિશ્ચય કરીને પાળતા વરમાળ અર્પે સુંદરી ૪૦૩

આ વિશ્વમા નિશ્ચય વિનાનુ બળ નથી કો કાજમા,
નિશ્ચયપ્રવૃત્તિ વણુ નહી શાન્તિ ભલી સામ્રાજ્યમા,
સંકલ્પ બળ નિશ્ચય અને નિશ્ચય પ્રવૃત્તિ, આદરે,
તેનાથકી આ વિશ્વમા ઈન્દ્રો સમા પણ બહુ ડરે ૪૦૪

સંકલ્પ નિશ્ચયના સમુ આ વિશ્વમા બળ કો નથી,
સંકલ્પ નિશ્ચય બળથકી ઇશ્વર મળે વાર્તો કથી,
પરમાર્થમા વ્યવહારમા સંકલ્પ કીધા ઝટ ફરે,
દારિદ્રય વિઘ્નો સંકટો પડતી દશા તેને વરે. ૪૦૫

સંકલ્પ નિશ્ચય બળવકી હુ શકય નહિ કો કાજ છે,
નિશ્ચયપ્રવૃત્તિ જ્યા થતી ત્યા દેવશક્તિ રાજ્ય છે,
નિશ્ચય કર્યો જે કાર્ય કરવા મૂકશો ના તે કદા,
ઉત્સાહ ને બહુ ખંતથી વિજયો મળે છે સર્વદા ૪૦૬

ફત્તેહ ધાર્યુ ના થતા નિશ્ચય કર્યો નહિ ચૂકશો,
નિશ્ચય પ્રવૃત્તિ આદરી અધુરી ન ક્યારે મૂકશો,
નિશ્ચય વિનાના બાયલાઓ જીવીને જગ શુ કરે,

નિશ્ચયપ્રવૃત્તિમાં મર્યા વણ કોઈ ના ધાર્યું વરે. ૪૦૭
નિશ્ચયપ્રવૃત્તિમાં થતો સંશય અરે જ્યાં પગપગે,
ત્યાં નાશ ભીતિ પળપળે ને બળ રહે ના રગરગે;
સંશયવિચારો આંધળા સંશયપ્રવૃત્તિ લંગડી,
બહુ થીંગડાં ને છીદ્રથી શોભે જ જેવી તંગડી. ૪૦૮
યાહોમથી નિશ્ચયપ્રવૃત્તિ જે કરે તે જય વરે,
યાહોમથી નિશ્ચયપ્રવૃત્તિ કર્મયોગી આદરે;
શુભકર્મયોગી થાય છે સંસારમાં નિશ્ચયબળે,
તે જ્ઞાનધ્યાને ટેકથી વિશ્વોન્નતિમાં સંચરે. ૪૦૯

## સ્વાશ્રયીનું પોષણ કરવું.

તું સ્વાશ્રયીને પોષતી સંતોષતી પાણીવડે;
ઉગે વનસ્પતિયો ઘણી લીલી મઝાની કલકલે;
નિજ સ્વાશ્રયીને પોષતાં બાકી ન કિંચિત્ રાખવું,
સ્વાર્પણ કરી નિજ જીવનને સાબરમતી જેવા થવું. ૪૧૦
જે સ્વાશ્રયી ના પોષતો સંતોષતો તે જન નહીં,
કાકો સરીખા ભોજ્યમાં બોલાવતા પરને સહી;
જીવી ન સ્વાશ્રયી પોષીયા તો જીવવું શા કામનું ?

જીવી ન અન્ય જીવાડીયા તો જીવવુ છે નામનુ ૪૧૧
જે સ્વાશ્રયી ના પોષતો તેની ન શોભા થાય છે,
શુભ સ્વાશ્રયી જીવન બળે નિજને જગત્ જન સ્હાય છે;
જન સ્વાશ્રયીથી શોભતો સતોષતો ને પોષતો,
મોટો કહ્યો માનવ અહો આશ્રિતને ના શોષતો ૪૧૨
જે સ્વાશ્રયી થઇને ગ્રહ્યા તેને ન કિઞ્ચિત્ દુ ખવો,
સ્તનપાન કરતા માતની સ્નેહાળતાને અનુભવો,
વિશ્વાસથી સ્વાશ્રય ધરી જે જે રહ્યા તે પાળવા,
સંકોચદષ્ટિ પરિહરી વિશ્વાસી બદલા વાળવા ૪૧૩
અતો કથે છે જીવ જીવના આશ્રયે જીવો રહ્યા,
માને જે નિજને સ્વાશ્રયી તે તે પરાશ્રયને વહ્યા,
આશ્રય પરસ્પર સર્વને એ ન્યાય વ્યાપક જાણીને,
અતોપ !!! સ્વાશ્રયી વર્ગને નિજ ફર્જ મનમા આણીને ૪૧૪
આત્મા સ્વરૂપી સ્વાશ્રયી માની સદા સતોષવા,
નિષ્કામતા હૃદયે ધરી સોને સ્પૃહા વણુ પોષવા,
કર્તવ્ય સહુનુ સહુ કરે કુદ્રતતણા તાબે રહી,
નિજ આશ્રયીને પોષતા અભિમાન લાવો ના સહી ૪૧૫

આમાણ્ય કીર્ત્તિ યશ વધે આશીર્વાદો બહુ મળે,
સન્માન શક્તિ બહુ વધે મંગલ લહે જન પળપળે;
જે સ્વાશ્રયી રક્ષણ કરે વ્યવહારમાં મોટો થતો,
પરમાર્થનિશ્ચયબુદ્ધિથી આનંદ ભોગવતો છતો. ૪૧૬

**પાણી ખૂટતાં અર્થીઓનું દૂર રહેવું.**

સાબરમતી જલ ખૂટતાં બહુ અર્થીઓ દૂરે થતા,
જ્યાં સ્વાર્થ સરતો નહિ અરે ત્યાં સ્વાર્થીઓ તો ના જતા;
જ્યાં સ્વાર્થ પોતાનો સરે ત્યાં સર્વજીવો જાય છે,
વ્યવહારમાં પરમાર્થમાં અવલોકતાં જ જણાય છે. ૪૧૭
ફૂળથી ખીલેલાં વૃક્ષપર કલ્લોલ પંખીઓ કરે,
પાણી જતાં તરવારનું તેને ન હાથે કો ધરે;
પાણી મળે ત્યાં સહુ વળે ને લોક સહુ પાયે પડે,
પાણી જતાં સહુ વસ્તુનું જીવ્યું પછી ના પરવડે. ૪૧૮
સૂકું સરોવર થાવતાં પાસે ન જીવો આવતા,
લક્ષ્મી વિનાના ભૂપની પાસે ન યાચક જાવતા;
લક્ષ્મી વિનાના દાનીની પાસે ન આવે યાચકો,
સેવાકળા અભિનય વિના શોભે ન જેવા સેવકો. ૪૧૯

ઉગતા રવિને સહુ નમે ના અસ્ત થાતાને નમે,
પૂરી કર્યાથી પ્રાર્થના વારાંગનાને નર ગમે,
એવુ નિહાળી વિશ્વમા પાણી હૃદયમા ધારવુ,
પીનાર પ્રેમે આવશે પાણી જ ત્યા અવધારવુ ૪૨૦

સ્વાર્થી મરે ના હોય પણ સન્તો ન નિજ સ્વામી ત્યજે,
જીવકપ્રભુ પામે રહે મગ્તા છતા પણ તે ભજે,
આણગમતી જલપાનથી વનરાજી લીલી થૈ રહી,
છોડે નહિ તે જીવકને મરતા છતા પણ ગહગહી ૪૨૧

પીવે ન સરવર પાણીને મોહ્યો પપૈયો મેઘથી,
મગ્યુ જ તેને મેઘ વણ એ જીવતો ઘનટેકથી,
યાચક ખરો એ મેઘનો બીજે ન જાતા સાંભળ્યો,
આં વિશ્વમા ટેકીજનોને ટેક લાગે બહુ ગળ્યો ૪૨૨

સાગર ન મનમા લાવતી દૂરે થતા અર્થી અહો,
સ્વાર્થી જીવોની એ દશા તે જાણતી જ્ઞાને લહો,
પાણી પીધાથી પાત્રમા આવે જ પાછા જાણવા,
યત્નો કરો પાછા સહુ નિજ પાણીને પ્રકટાવવા ૪૨૩

**મૂળની પુષ્ટતા કરવી.**

સાબરમતીનું મૂળ પાકું છે જ તેથી તે વહે,
જ્યાં મૂળની છે પુષ્ટતા ત્યાં વૃદ્ધિ સ્થાયિપણું રહે;
જ્યાં મૂળનું બળ છે ઘણું ત્યાં જોર વધતાં જામતું,
દુઃશક્યનાશ જ જાણવો જ્યાં મૂળ પુષ્ટિ પામતું. ૪૨૪
સાબરમતી જગ શીખવે પુષ્ટિ કરો મૂળની ઘણી,
મજબૂત મૂલ કર્યા વિના પ્રગતિ થતી ના જગ ઘણી;
મજબૂત મૂલ કર્યા વિના આગળ વધી પાછો પડે,
માનવ જગતમાં જાણવો બહુ દુઃખ પામી રડવડે. ૪૨૫
પાયો ન દૃઢ પ્રાસાદનો કારણ મળે વ્હેલો પડે,
મજબૂત ઉંડા મૂળ વણ વૃક્ષો પડે વાયુ બળે;
અસ્થિર મૂળ જ્યાં હોય છે ત્યાં જીવનાશા નહિ ઘણી,
સમજુ હૃદયમાં સમજતો તે હેતવાર્તાએ છણી. ૪૨૬
આગળ વધો આગળ વધો પોકાર સર્વે બહુ કરે,
મજબૂત મૂળ કર્યા વિના પગલાં ભરી પાછા ફરે;
મજબૂત સ્થિર મૂળો કરે પ્રગતિ થતી જગ સર્વની,
મજબૂત મૂળ કર્યા વિના વળતું ન વાતે ગર્વની. ૪૨૭

જ્યા ઉન્નતિનુ મૂળ મજબૂત થાય છે પૂર્વે ઘણુ,
ત્યા ઉન્નતિ સ્થાયી રહે બહુ કાલપર્યંત શુભ ભણુ,
શુભકાર્યના પક્કા કરો મજબૂત મૂળો શક્તિથી,
ચડતી સદા કાયમ કરો અનુભવ લહીને યુક્તિથી. ૪૨૮
બહુ દીર્ઘદૃષ્ટિ વાપરી ગુરૂગમ લહી શુભ કાજમા,
પહેલી કરો ઝટ મૂળની પુષ્ટિ મદા સામ્રાજ્યમા,
પાછળથકી પસ્તાય નહિ શિક્ષા હૃદયમા જે ધરે, '
પડતી ન પામે તે કદિ વરમાળ વિજયોની વરે ૪૨૯
જે જે કરો શુભ કાર્ય તેમા લક્ષતા એ ધારવી,
પ્રામાદને દૂરે કરી ભૂલો થયેલી વાળવી,
શિક્ષા સમજવી સહેલ પણ આદર ઘણો મુશ્કેલ છે,
શુરુ મહન્તો સન્તની આ વાર્તામા પહેલ છે ૪૩૦
વ્યવહારને બે કરથી મર્યાદને ધરતી રહે,

**મર્યાદા ધારણ કરવી.**

મર્યાદને ધારણ કરે જગલોકને માને કહે,
સસારના વ્યવહારમા મર્યાદવણ શોભા નહીં,
શોભે ન મર્યાદાવિના સતીઓ જગતમાહે કહીં ' ૪૩૧

મર્યાદથી શોભા પ્રતિષ્ઠા આબરૂ વધતી રહે,
સાગર સમા મર્યાદને ધરતા રહી શોભા લહે;
મર્યાદમાં અગ્નિ રવિને દેવતાઓ સહુ વહે,
મર્યાદને મૂક્યાથકી વિશ્વાસ ના કો સદ્દહે. ૪૩૨

મર્યાદથી વ્યવહાર સહુ ચાલે જગત્માં જાણવું,
મર્યાદનું જીવન ભલું વ્યવહારકાલે આણવું;
સારૂં નથી મર્યાદને છોડયાથકી વ્યવહારમાં,
મર્યાદને ધારણ કરો ઉત્તમ ભલા આચારમાં. ૪૩૩

સંસારમાં મર્યાદવણ જીવાય નહિ જનમાત્રને,
મર્યાદને ધાર્યાવિના દેવાય ના કો પાત્રને;
પત્ની અને પતિ બે મળી મર્યાદથી જો ચાલતાં,
આનંદથી સંસારમાં જીવન મઝાનું ગાળતાં. ૪૩૪

મર્યાદ બાંધી સંઘની તીર્થંકરોએ ધર્મથી,
તેથીજ ધર્મ વહ્યા કરે શુભ યોગીઓના કર્મથી;
તેથી પરંપર ધર્મનાં ઝરણાં વહે છે જગવિષે,
મર્યાદ ધાર્યાનાં ફળો શુભ વિશ્વમાં જોતાં દિસે. ૪૩૫

ઉત્સર્ગને અપવાદથી મર્યાદ મર્મો જાણશો,

આદેય વા તે હેય તે અવસર લહી મન આણશો,
મર્યાદના બહુ ભેદ છે જે યોગ્ય તે તે આદરો,
પડતી થકી જેના થકી મર્યાદ તે તે પરિહરો ૪૩૬
નિજ બાપ કૂવો સમજીને તેમા પડો ના દેખીને,
સમજ્યા વિના પ્રાચીન મર્યાદા ન ત્યાગો પેખીને,
સમજણ વિવેકે સહુ પડે મર્યાદ સાચી મન રૂચે,
પાસા ગુરૂના સેવતા અનુભવ બળે સમજ્યુ પચે. ૪૩૭

**સર્વમાં પ્રભુતા દેખો.**

અવલોકી સાગરની પ્રભુતા સર્વમા પ્રભુતા જુવો,
નિજ નીચ વૃત્તિથી કર્યા પાપો સકલ પ્રેમે ધુવો,
પ્રભુતા નિહાળ્યા વણ કદિ કો વિશ્વમા પ્રભુ નહિ બને,
માટે નિહાળો !!! અન્યની પ્રભુતા મહન્તો શુભ ભણે ૪૩૮
જે સર્વમા પ્રભુતા નિહાળે તે જ પ્રભુનુ રૂપ છે
જે સર્વમા પ્રભુમય બને હા તેજ સચ્ચિદ્રૂપ છે,
નિજમા પ્રભુતા હોય છે તો અન્યમા પ્રભુતા દિસે,
દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિની મોટાઇ નિજ મનમા વસે. ૪૩૯
નિજવૃત્તિમા જ્યા નીચતા ત્યા અન્ય નીચો ભાસતા,

અન્તર્ પ્રભુતા જાગતાં સર્વત્ર પ્રભુ વિશ્વાસ્યતા;
અન્તર્ પ્રભુતા જ્યાં નથી ત્યાં બાહ્ય પ્રભુતા શું કરે,
અન્તર્ પ્રભુતા સત્ય છે ના બાહ્યથી કશુંએ સરે. ૪૪૦
સૌમાં પ્રભુતા ભાસતાં આનન્દમય જીવન થતું,
સૌમાં પ્રભુતા ભાસતાં નહિ નીચ જીવન રે છતું;
કો નીચ નહિ આ વિશ્વમાં નિજ બ્રહ્મસત્તાદૃષ્ટિએ,
માટે જ સૌની સાથમાં ભીંજાઓ આનન્દવૃષ્ટિએ. ૪૪૧
નિજ બ્રહ્મસત્તા ભાવનાથી સર્વમાં દેખો પ્રભુ,
[illegible] હેલી ઝીલીને તન્મય બની બનવું વિભુ;
દેખો અણુ [illegible] અણુમાં રહી પ્રભુતા સકલમાં જાગતી,
પ્રભુતામયી દૃષ્ટિ બ[illegible]ેા ઝટ નીચતા દૂર ભાગતી. ૪૪૨
જ્યાં તુચ્છજીવો ભા[illegible]સતા ત્યાં મુક્તિદ્વારો બંધ છે,
છૂપી રહી પ્રભુતા [illegible] જુવે તે અન્ધ પણ નહિ અન્ધ છે;
ઢંકાયલી પ્રભુતા સક[illegible]લમાં દેખી પાયે લાગવું,
લોકો નિહાળે દોષ ત્યાં [illegible] ૪૪૩
સૌમાં મહત્તા ભાસશે પ્રભુતા નિહાળે પ્રેમથી,
દોષો જશે નિજ દૃષ્ટિથી ભાખ્યું ખરૂં એ નેમથી;

પ્રભુતા નિહાળે સર્વમા તેમા પ્રભુનો વાસ છે,
અવબોધતા શુભ જ્ઞાનીઓ તેઓ ન કોના દાસ છે ૪૪૪

**ધન્યવાદ પાત્ર કોણ ?**

તે ધન્ય છે તે ધન્ય છે સ્વાર્પણ કર્યામા ગચતો,
સાણર પરે સ્વાર્પણ કરી નિજ આત્મતેજે છાજતો,
સાણર પરે તે ધન્ય છે જે મોન થઈ કાર્યો કરે,
પરમાર્થમયજીવન ધરી પરહેત જગમા સચરે ૪૪૫
તે ધન્યવાદ સુપાત્ર છે ઉપકારી નિન્દા નહિ કરે,
ઉપકારીને સ્વાર્પણ કરે પરમાર્થની દૃષ્ટિ ધરે,
તે ધન્ય છે કૃતપુણ્ય છે અહંકાર વણ કાર્યો કરે,
પ્રભુનુ હૃદય તે જાણવુ સજ્જનપણું મનમા ધરે ૪૪૬
સોમા પ્રભુતા દેખીને જે મસ્ત થૈ ફરતા ફરે,
દેવો મહન્તો યોગીઓ તેની પ્રશસાઓ કરે,
તેના હૃદયની ઝાખીને કરતા રહે સન્તો સદા,
તેના હૃદયના તોર[illegible]આનન્દ પ્રગટે સર્વદા ૪૪૭
તેના હૃદય [illegible] જ સૂતા જાગતા,
તેના હૃદયમા [illegible] જા વાગતા,

તે ધન્ય છે આ વિશ્વમાં વિશ્વોન્નતિ સાથી બને,
તે ધન્ય છે આ વિશ્વમાં સ્વાત્મા સમા જીવો ગણે. ૪૪૮
આ વિશ્વમાંહિ વર્ણભેદે ધર્મભેદે ક્લેશ છે,
એ ક્લેશથી દૂરે રહ્યો તેને જ શાન્તિ બેશ છે;
બહુ ભેદ ક્લેશો ટાળતો તે ધન્ય કીર્તિપાત્ર છે,
અદ્વૈતમેળે જે રહ્યો તેનાં સુપૂજ્ય જ ગાત્ર છે. ૪૪૯

યુદ્ધો સમાવે ધર્મનાં ને દેશભેદે ગર્વનાં,
સ્વાર્પણ કરીને જીંદગી કલ્યાણ સાધે સર્વનાં;
એ ધન્યવાદોથી સદા પૂજાય છે પ્રભુતા લહી,
આનન્ત્ય ધરતો દૃષ્ટિનું તેને જ પૂજું ગહગહી. ૪૫૦
બહુ ધન્યવાદો આપીએ પરમાર્થજીવકને ખરે,
પરમાર્થ માટે જીંદગી લવલેશ જે અર્પણ કરે;
એકેન્દ્રિયાથી અહો પંચેન્દ્રી યાવત્ સર્વને,
બહુ ધન્યવાદો આપીએ ત્યાગી અહંતા ગર્વને. ૪૫૧
પ્રભુતા નિહાળી સર્વમાં નિજ બ્રહ્મસત્તાદૃષ્ટિથી,
સહુ સાથમાં તન્મય બનો તન્મયપણાની સૃષ્ટિથી;
શુભ ધન્યવાદોથી વધાવો સર્વ જગને પ્રેમથી,

પરમાત્મમય પોતે બનો નિશ્ચયપણાના નેમથી ૪૫૨
ચોપાઇ.

અભેદભાવે મળવુ

અભેદભાવે મળવુ કહ્યુ, સાગરમાહિ તેવુ લહ્યુ,
સાગરમા ઝરણા જે મળ્યા,મળ્યા પછી ના જૂદા થયા ૪૫૩
સાગરમા સાગર જે મળી, અભેદમેળે તે તો હળી,
મળીને શિક્ષા આપે ભલી,મળ્યા પછી ના જાશો ટળી ૪૫૪
મળીને લેશ ન રાખો ભેદ, મળીને કિંચિત્ ધરો ન ખેદ,
ભેદભાવ સહુ અળગા કરી, મળવુ સર્વે સ્વાર્પણ કરી ૪૫૫
તન્મયભાવે મળતા મેળ, ચિદાનન્દની પ્રકટે કેલિ,
ભેદભાવથી મગીને જેહ, મળતો તન્મય થાવે તેહ ૪૫૬
વિશુદ્ધપ્રેમે મળવુ થાય, તેની ઝાખી દેવો ગાય,
અહ વૃત્તિ વ્યક્તિનો ભેદ, પ્રગટે ત્યા વર્તે છે ખેદ ૪૫૭
વિશુદ્ધપ્રેમ વિનાનો મેળ, સ્વાર્થભેદનો ત્યા છે મેલ,
મમત્વ વણ જે થાતા મેળ,બાલકના જાણો તે ખેલ ૪૫૮
ભેદભાવ ત્યા મરવુ થાય, ચિત્ત મળ્યા વણ મેળ ન ભાય,
પ્રેમાત્મા વણ રહેતા ભેદ, સત્ય મેળ વણ થાતો ખેદ ૪૫૯

## ( દુહા. )

અભેદ ભાવે મેળ છે, સમજે સજ્જન વર્ગ;
દેહ છતાં અદ્વૈત થૈ, અનુભવતો શુભસ્વર્ગ. ૪૬૦
આત્મજ્ઞાનની પ્રાપ્તિથી, મેળ અભેદ સુહાય;
ચિન્તાઓ ના ઉપજે, સુખની ઘેન છવાય. ૪૬૧
હું તુંનો નહિ ભેદ જ્યાં, સમાય ભેદો સર્વ;
અભેદભાવે મેળથી, રહે ન કિઞ્ચિત્ ગર્વ. ૪૬૨
રૂપ નામના ભેદને, ટાળી મળવું એશ;
અભેદ મેળના યોગથી, સુખડાં હોય હમેશ. ૪૬૩
આનન્દની મસ્તી ઘણી, અભેદમેળે થાય;
મળે મેળ એવો અહો, ત્યાં નહિ દુઃખ જણાય. ૪૬૪
અભેદભાવે જે મળ્યા, જ્ઞાનપ્રેમથી જેહ;
પૂર્ણ શર્મ તેને મળ્યું, પવિત્ર તેનો દેહ. ૪૬૫
દેહ છતાં તે જાણવા, નિશ્ચય દેહાતીત;
અનુભવજ્ઞાની જાણતો, શુદ્ધ મેળની રીત. ૪૬૬
અભેદભાવે મેળને, જે સાધે નરનાર;
સ્વર્ગ મુક્તિ તે પામતા, લહે ન દુઃખ લગાર. ૪૬૭

સેવ્યાથી અનુભવ પ્રાપ્તિ.

સાબરમતી સેવ્યા વિના અનુભવ અરે ક્યાથી મળે,
નૈસર્ગ કુદ્રત્ પ્રેમને જ્ઞાને સમાગમ ઝટ ફળે,
સાબરમતી સેવ્યાથકી અનુભવ મળે કોટીગમે,
સાબરમતી કુદ્રત્ વિલોકે યોગીના મન તે ગમે ૪૬૮
સેવી પરિચય જે કરે બહુ માનથી અનુભવ લહે,
પ્રભુતા મહત્તા જાણતો ઉપયોગિતા પન્થે વહે,
સેવ્યા વિના પરિચય વિના અનુભવવિના સમજાય ના,
માટે હૃદયમા બોધશો પરિચય વિના પરખાય ના ૪૬૯
સેવાથકી પરિચયથકી વચાય નહિ માનવ ખરે,
સેવી પરિચય બહુ કરી સન્તો શિખામણ ઉચ્ચરે,
અનુભવ કરો સહુ વસ્તુનો સેવી પરિચય બહુ કરી,
સુવર્ણ કસીને દેખવુ માનવ વસી અનુભવ ધરી ૪૭૦
નિજ જન્મભૂમિમા વસે સાબરમતી ઉપકારિણી,
સેવી પરિચય બહુ કર્યો સાબરમતી સુખકારિણી,
અનુભવ કરી બહુ જાતના સાબરગુણોને વર્ણવ્યા,
આત્મોન્નતિ સર્વે કરે એ હેતુથી ગુણ સસ્તવ્યા ૪૭૧

નિજ પ્રાણીઓ નિજવૃત્તિના અનુસારથી ઇચ્છ્યું લહે,
સાબરમતી દશ્યો ઘણા કોઇ કોઈને કો જન ચહે;
સંતોષ થાતો સર્વને વ્યાપકપણું તેથી ઘણું,
જે ધર્મની એવી દશા તે જીવતો રહેતો ભણું. ૪૭૨
એવો અનુભવ આપતી પરિચય કર્યાથી સર્વને,
અન્તર્ પ્રવેશી સેવતો અનુભવ લહે તે ખર્વને;
તુજમાં કરીને કલ્પનાઓ સદ્‌ગુણો પ્રકટાવવા,
સેવી ભલા યત્નો કર્યા અનુભવબળે મન નવનવા. ૪૭૩
પરિચય વધારી સેવીને શુભ જ્ઞાનીના હાર્દો ગ્રહો,
સેવ્યાથકી પરિચયથકી સમજાય કાલે શુભ લહો;
અવસર લહી સમજાય છે માટે ઉતાવળ ના કરો,
સેવી અનુભવ પામીને શુભ સન્તનાં હાર્દો વરો. ૪૭૪

**સાબરમતીની પેઠે ઉંડાઇ-ગંભીરતા ધારણ કરવી.**

ઉંડાઇ સાબરની પરે ઉંડા ધરાથી ધારવી,
ઉંડાઇ બહુ ધારણ કરીને તુચ્છતાને વારવી;
ઉંડા ધરાઓ ધારતાં મોટાઇ જગમાં છાજતી,
પાણી ખૂટે નહિ નિજ તણું શોભા જગત્‌માં ગાજતી. ૪૭૫

માલુમ પડે તળીયુ નહીં ઉંડા ધરાઓ જે ધરે,
દુષ્કાલને આપત્તિમા મોટા જનો આશ્રય કરે,!
ઉંડાઈમાહી હાથીઓ ઝીલી મઝાની મસ્તીથી,
ભેંસો વગેરે પ્રાણીઓ મસ્તી કરે કઈ કઇ કથી ૪૭૬
ઉંડાઈમા મગરો રહે ખીકણુ જનો બીવે ઘણુ,
ઉંડા થતા સાગરપરે મન લાગતુ સોહામણુ,
ઉંડા વિચારો જ્યા રહે પ્રાણી સજીવન ત્યા રહે,
ઉંડાઇ ત્યા મોટાઈ છે સન્તો મહા એવુ કહે ૪૭૭
ઉંછાછળુ વા છાછરૂ જ્યા મન રહે ત્યા નીચતા,
ઉંડાઈ ગભીરતા રહે ત્યા સર્વની છે ઉચ્ચતા,
ઉંડા હૃદયના માનવો આ વિશ્વમા યોગી થતા,
ઉંડા હૃદયના માનવો ખાતા નહીં જગમા ખતા ૪૭૮
ઉંડા હૃદયના માનવો ધારેલ કાર્યો સહુ કરે,
ઉંડા હૃદયની પાછળે લોકો મહા ભમતા ફરે,
ઉંડા હૃદયના જ્ઞાનીને ના કો કળે બહુયુક્તિથી,
ઉંડા હૃદયમા પેસતા જ્ઞાની જનો બહુભક્તિથી ૪૭૯
ઉંડા થવુ મનના ઘણું આ વિશ્વમા મુશ્કેલ છે,

ઉંડા થવું મનના ઘણું ના બાળકોના ખેલ છે;
ઉંડા ઉતરતાં જ્યાં ઘણું તળીયું અહો ના ભાસતું,
તે પાર પામે સર્વનો અસ્તિત્વ તેનું જગ છતું. ૪૮૦
સાગરપતિ ઉંડાઇ શિક્ષણ મેળવી સાબરમતી,
ઉંડાઈ જલથી ધારતી પતિના સમી પત્નીગતિ;
ઉંડાઈ સાચી ધારવી શિક્ષણ સઆનું મન ધરી,
સંઘોન્નતિ દેશોન્નતિ વિશ્વોન્નતિ શિવજય કરી. ૪૮૧
જે છાછરાં ઉદરો ધરે તે વિશ્વમાંહી શું કરે?
ઉંડાં હૃદય જેઓ ધરે તે કર્મયોગી થૈ ફરે;
ઉંડું હૃદય નિજ કીજીએ ઉંડા હૃદય પાસે રહી,
આ વિશ્વમાં પ્રગતિ ભલી થાશે કહું એથી સહી. ૪૮૨
ઉંડા હૃદયમાં પેસતા ઉંડા હૃદયના યોગીઓ,
ઉંડા હૃદયમાં મ્હાલતા ઉંડા હૃદયના ભોગીઓ;
ઉંડા હૃદયની ખૂબીઓ ઉંડા હૃદયથી જાણીએ,
ઉંડા હૃદયમાં ઝીલીને ઉંડાઈ મનની આણીએ. ૪૮૩
મન છાછરૂં ત્યાં દુઃખ છે ડગલું ભર્યે કંઇ નવ નવું,
ઉંડા હૃદયની લ્હેરીયોની વાત મુખથી શું કહું;

હૃદયીજનો ઝટ જાણશે અનુભવ ગ્રહીને એ કહ્યુ,
ઉંડુ હૃદય જેણે કર્યું તેના હૃદયમા સો ગ્યુ ૪૮૪
ઉંડા હૃદયને પૂજવુ બહુ પ્રેમ દિલમા લાવીને,
ઉંડા હૃદયને પૂજવુ લઘુતા હૃદયમા ભાવીને,
ઉંડા હૃદયના તોરમા કઈ જોર પ્રગટે અભિનવુ,
ઉંડા હૃદય માતા સમા તેને હૃદયથી મસ્તવુ ૪૮૫
ઉંડા હૃદયના માનવોને પ્રેમથી પાયે નમું,
ઉંડા હૃદયના માનવોના આશયોમાહી રમુ,
ઉંડા હૃદયના સજ્જનોએ વિશ્વ સહુ મનમા ભર્યું,
તેવા હૃદયને પૂજતા જે જે બને તે મન ધર્યું ૪૮૬
ઉંડા હૃદયમા પેસવુ એ પ્રેમભક્તિથી બને,
ઉંડુ હૃદય નિજનુ કરો સન્તો સદા એ શુભ ભણે,
પરખાય નહિ અનુમાનથી ઉંડા હૃદયની આખને,
લેવાય ના ઉંડા જનોની ગુપ્ત અનુભવ પાખને ૪૮૭
ઉંડા હૃદયના જ્ઞાનીઓના પાસમા ભક્તો રહી,
ઉંડાપણું નિજનુ કરે પાસા ભલા સેવી નહી,
ઉંડા હૃદયના જ્ઞાનીઓના મર્મ વિરલા જાણતા,

આશય અપેક્ષા જાણીને મર્મો હૃદયમાં આણુતા. ૪૮૮

**ભિન્નદૃષ્ટિયોથી એક વસ્તુનું નિરીક્ષણ.**

સાબરમતીને દેખતા કૈ બાહ્યદૃષ્ટિ ધારીને,
સાબરમતીને દેખતા કૈ દોષદૃષ્ટિ વારીને;
અન્તર્‌થકી ને બાહ્યથી દેખે જનો દૃષ્ટિવડે,
જેવી જ જેની દૃષ્ટિ તેને ફલ શુભાશુભ સાંપડે. ૪૮૯
આ વિશ્વમાં દૃશ્યો ઘણાં ને દૃષ્ટિયો પણ છે ઘણી,
સરખો મળે મેળો નહીં એ વાત સન્તોએ ભણી;
એક દૃશ્યને દેખો જનો બહુ ભિન્નદૃષ્ટિયોવડે,
આશય પરસ્પર ના જુવે ને ભેદદૃષ્ટિએ લડે. ૪૯૦
સાપેક્ષથી માંહે પરસ્પર દૃષ્ટિયોને મેળવે,
આશય પરસ્પર જાણવા આશય ઘણાઓ કેળવે;
સાપેક્ષ્યદૃષ્ટિથી સદા સહુ દૃષ્ટિયો સવળી થતી,
ઉત્તમ મઝાના આશયે સહુ ભિન્નતા દૂરે જતી. ૪૯૧
સાબરમતીવત્ સર્વમાં બહુ ભિન્નદૃષ્ટિયોવડે,
નિરીક્ષવી એક વસ્તુને સાપેક્ષથી સમજણ પડે;
મુંઝાવવું નહિ મોહથી અભિપ્રાય ટીકાથી અરે,

કુદ્રતતણો એ કાયદો અભિપ્રાય જુદા છે ખરે ૪૯૨
ઉંડા ઉતરતા જે જનો અનુભવ કરી દૃષ્ટિવડે,
અનુભવ ઘણા તે પામતા ઔદાર્યદૃષ્ટિ સાપડે,
વર્તુલ અનન્તુ વાધતું આગ્રહ ઘણા દૂરે જતા,
વસ્તુ સ્વભાવે વસ્તુને જાણે ન ખાતું કો ખતા ૪૯૩
જાણે કહે નહિ કેવલી એક વસ્તુના સહુ ધર્મને,
સ્યાદ્વાદી નેતિ વાકયથી જાણે અનુભવ મર્મને,
બહુદૃષ્ટિયો બાકી રહે એકદૃષ્ટિથી વર્ણન કરે,
એકદૃષ્ટિથી દેખ્યા પછી બહુદૃષ્ટિયો બાકી ખરે ૪૯૪
નિરીક્ષતા બહુદૃષ્ટિથી લોકો ઘણા સહુ દ્રવ્યને,
આશ્ચર્ય ત્યા કશુએ નહી સમજણ પડે છે ભવ્યને,
સાબરમતીને દેખીને બહુદૃષ્ટિથી શિક્ષણ ગ્રહો,
સાપેક્ષનયસ્યાદ્વાદના જ્ઞાને સકલ સમજી રહો ૪૯૫
સાબરમતી પર મજનોનુ વ્હાલ પ્રગટ્યુ સદ્‌ગુણે,
જે આત્મભોગી થાય તે આ વિશ્વજન વ્હાલો બને,
વ્હાલા શીખવતા વ્હાલને ઉપકારમય જીવન ધરી,
વ્હાલી બની સાબરમતી સહુને શિખામણ દે ખરી ૪૯૬

વ્હાલ.

( દુહો. )

નિષ્કામે જે સહુજથી, વ્હાલ થતું તે એશ;
વૈરીજન વ્હાલાં થતાં, રહે ન મનમાં ક્લેશ. ૪૯૭

( મન્દાક્રાન્તા. )

વ્હાલાંઓની યાદ.

વ્હાલાંઓની સ્મૃતિ બહુ થતી પ્રેમથી જે ભરેલાં,
વ્હાલાં વ્હાલાં હૃદયપટમાં પ્રેમથી કોતરેલાં;
વ્હાલાંઓથી નહિ નહિ કશું અન્ય કો ચિત્ત પ્યારૂં,
વ્હાલાંઓનાં હૃદય તનથી વારણાં ખૂબ સારૂં. ૪૯૮
ગુન્હાઓને કદિ નહિ ગણે સ્નેહથી મિષ્ટ બોલે,
આપે સર્વે હૃદય તનનું કોઇ આવે ન તોલે;
ચિત્તે યાદી ક્ષણ ક્ષણ થતી દૂર હોતાં જ પાસે,
આ સૌ એવું હૃદય તન છે પ્રેમથી જે પ્રકાશે. ૪૯૯
વ્હાલાંઓ છે સરસ જગમાં પૂર્ણસૌંદર્યવાળાં,
વ્હાલાંઓને નિશદિન સ્મરૂં પૂર્ણ જેઓ કૃપાલાં;
વ્હાલાંઓની ચરણ રજથી ચિત્ત શુદ્ધિ બને છે,
વ્હાલાંઓનાં રસિકનયનો પાપ સર્વે હણે છે. ૫૦૦

વ્હાલાથી શુ ? અધિક જગમા વ્હાલથી જે મરે છે,
સન્તો વ્હાલા હ્રુદય ઘટમા દોષ સર્વે હરે છે,
વ્હાલાઓના હ્રુદયસગમા ન્હાઇ નૈર્મલ્ય ધારૂ,
માન્યુ એવુ હ્રુદય ઘટમા સર્વથી પૂર્ણ પ્યારૂ ૫૦૧
વ્હાલાઓના હ્રુદય નયનો વ્હાલથી ઉભરાતા,
સેવા સાચી હ્રુદય ઝરણા નિર્મલા સો સુહાતા,
વ્હાલુ સર્વે પ્રિય જગ થયુ જીવવુ વિશ્વમાટે,
બુદ્ધયબ્ધિ સદ્હ્રુદય પ્રગટયુ જ્ઞાનથી સત્ય ઘાટે ૫૦૨
વ્હાલુ સર્વે પ્રિય પ્રભુતણુ વિશ્વમધ્યે ગણાયુ,
વ્હાલાઓના હ્રુદય તનમા વ્હાલ સાચુ છવાયુ,
વ્હાલામાટે જીવન ધરવુ વ્હાલ છે સ્વર્ગ સાચુ,
વ્હાલા જેના મન નહિ કશુ માનતુ ચિત્ત કાચુ ૫૦૩
વ્હાલુ મીઠુ નહિ જગ કશુ અન્ય લાગેજ મીઠુ,
કેરી દ્રાક્ષા મધુર નહિ છે વ્હાલ ત્યા રૂચ્ય દીઠુ,
દોષો દેશે મન નહિ કશા વ્હાલ ત્યા સર્વ સારૂ,
વ્હાલુ સર્વે જગત બનતા કો ન લાગે નઠારૂ ૫૦૪

કવ્વાલિ.

જીવન સ્વાર્પણ કરીને જે જીવાડે પૂર્ણ સુખ આપે,

ખરાં વ્હાલાં હૃદયનાં તે, સકલ દુઃખો ત્વરિત કાપે;
અતઃ અદ્વૈતવ્હાલે જે, અભેદે સર્વને ધારે,
રહે તન્મય સદા ઐક્યે, તરે તે અન્યને તારે. ૫૦૫

કર્મયોગ સાબરમતીનું વહેવું.

મરૂદેશથી પ્રગટી વહે સાબરમતી ગુજરાતમાં,
કર્મ પ્રમાણે થાય છે પ્રગતિ સકલજીવજાતિમાં;
કર્મે ભ્રમણ છે ભાનુનું અવતાર થાતા કર્મથી,
કર્મે ન કો સ્થિરતા ધરે કર્મો વધે છે ભર્મથી. ૫૦૬
કર્મો શુભાશુભ જે કર્યાં તે ના ટળે ક્ષયવણ કદી,
નિજ કર્મના અનુસારથી ફલ ભોગ્ય પ્રગટે છે મતિ;
સુખ દુઃખ કર્મવડે થતું ત્યાં ન્યાયકર્મવડે થતો,
સુખ દુઃખ ઇશ્વર આપતો એ સત્ય નહિ જગમાં મતો. ૫૦૭
કર્મો કરેલાં કોઇને છોડે નહીં જગમાં અરે,
માયા કહો કે પ્રકૃતિ કર્માવરણ કિસ્મત ખરે;
જીવ માત્ર કર્મોપાધિથી અવતાર લે છે નવનવા,
પ્રારબ્ધનો છે ભોગ જગમાં તે ઉપરના કો દવા. ૫૦૮
સમતાથકી પ્રારબ્ધને જે ભોગવી કાર્યો કરે,

આત્મોન્નતિ સાચી કરે કૃત કર્મ સઘળા નિર્જરે,
લાગ્યા અનાદિ કાળથી જીવ માત્રને કર્મો અરે,
ત્યા કોઇનુ ચાલે નહીં ઈશ્વર નહીં દૂરે કરે ૫૦૯
જે બાધતો તે છોડતો રત્નત્રયીના યોગથી,
ઈશ્વર લગાડે નહિ કદિ એ કર્મને સયોગથી,
કર્મો લગાડવાનુ પ્રયોજન ઈશને ના કો ઘટે,
ભ્રમણા ટળ્યા વણુ કોઇને કૃત કર્મ કીધા ના મટે ૫૧૦
માગ કરે જે કર્મ તેનુ ફળ ખરે સારૂ થતુ,
યશ કીર્તિ સુખ વિદ્યા બળે ગાજી રહે એવુ મતુ,
જગ કર્મ છે ઈશ્વર પ્રભુ તે ન્યાય કરતો સર્વનો,
સુખ દુ ખ કર્મોથી થતુ ત્યા આશરો ના ગર્વનો ૫૧૧
વનવાસ કર્મે રામને સીતા કલકી થઇ ખરે,
ક્રાઇસ્ટ કર્મે ફાંસીથી દુ ખી બન્યા અન્તે ખરે,
મહાવીરને દુ ખો પડયા ને બુદ્ધને દુ ખો પડયા,
જીવો સકળ કર્મે ખરે સસારમાહિ રડવડયા ૫૧૨
દમયતી નળ દુ ખી થયો હરિચદ્ર પણ દુ ખો લહ્યો,
મેતાર્ય મુનિવર કર્મથી દુ ખી ન બાકી કો રહ્યો,

કર્મો શુભાશુભ પ્રગટીને દુઃખો જણાવે બહુ ખરે,
અભિમાન છાજે નહિ કર્યો કોનો જ જગમાંહિ અરે. ૫૧૩
સાબરમતી આંધાં વિષે અજગર પડ્યા જીવન ધરે,
પ્રારબ્ધ સહુને આપતું ચિન્તા અરે જન શું ? કરે;
રહેતા તુવરમાં જીવડાં કાંણાં વિના પણ જીવતા,
પ્રારબ્ધ તેવું થાય છે મનમાં ધરીશ ના કલીબતા. ૫૧૪

**પ્રારબ્ધ.**

પ્રારબ્ધ કીધું ભોગવી જીવ માત્ર જીવે જગવિષે,
ધાર્યું થતું નહિ કોઈનું પ્રારબ્ધ ફ્લતું જગ દિસે;
પ્રારબ્ધના અનુસારથી ઉદ્યમ થતો જીવ માત્રને,
પ્રારબ્ધના અનુસારથી પોષે જીવો નિજ ગાત્રને. ૫૧૫
જે જીવતાં મુક્તો થયા પ્રારબ્ધ પણ તે ભોગવે,
સુખ દુઃખ જીવો પામતા પ્રારબ્ધથી સન્તો કવે;
પ્રારબ્ધ માની ભોગવો પણ ઉદ્યમ કદા ત્યાગો નહીં,
શિક્ષા મઝાની દિલ ધરે પ્રગતિવિષે વહેવું સહી. ૫૧૬

**સાબર પેઠે યોગ્યની યોગ્ય કદર—કવ્વાલિ.**

કદર થાતી ગુણીજનની, અહો નિજ યોગ્યતા તેવી,

કદર સાબરતણી થાતી, ખરેખર અર્થથી સાચી ૫૧૭
પ્રથમ તો ના કદર થાતી, પછીથી થાય છે પૂરી,
અત અભ્યાસમા સુજ્ઞે, નહીં થાકી કદિ જાવુ ૫૧૮
ઉગ્યો ભાનુ નહીં છૂપે, છુપાયો ના શશી છૂપે,
ગુણીજનની પ્રવૃત્તિની, ખરી વખતે કદર થાતી ૫૧૯
કદર કરનારની નાસ્તિ, નથી ક્યારે જગત્માહિ,
અત ઠડા નહીં પડવુ, કર્યા કરવા સુકૃત્યોને, ૫૨૦
પડે સામી સકલ દુનિયા, તથાપિ ના હઠી જાવુ,
ધરી ઉત્સાહ હૈયામા, સદા નિજપથમા વહેવુ ૫૨૧
કદર જ્યા ધૂળની થાતી, અહો ત્યા શુ ? રહે બાકી,
પડે ખપ ત્યા કદર સાચી, અહો જે જાણતો જેને ૫૨૨
અજાણ્યો શુ કદર કરશે ? સુજે શુ અધને ભાનુ,
નિહાળ્યા વણ ખગ તત્ત્વો, કદર કરતા નહિ અજ્ઞો ૫૨૩
અહો જે જાણતો જેને, કદર તેની કરે પૂરી,
અનન્તો કાલ છે ભાવી, કદર થાશે ગુણીઓની ૫૨૪
સુહાતી યોગ્યની યોગ્ય જ, કદર નિજશક્તિથી સાચી,
સુજે ના અધને તેથી, નહીં ટાળ્યો ટળે ભાનુ ૫૨૫

કદર કરનાર.

કરે દુનીઆ કદર વા ના, જરા ત્યાં લક્ષ્ય ના દેવું,
સદા સાગર પરે વહેવું, શિખામણ સન્તને સાચી. ૫૨૬
અનુત્સાહી નહીં બનવું, કદર જગ નહિ કરે ત્હોયે;
થતાં ફલની ખરી પ્રાપ્તિ, કદિ નહિ ભેદુઓ છંડે. ૫૨૭

( દુહા. )

અંધા આગળ આરસી, બહેરા આગળ જ્ઞાન,
મૂઢા આગળ રસકથા, સરખાં ત્રણ્યે જાણ. ૫૨૮
રત્ન ઝવેરી પારખે, પંડિત પરખે ગ્રન્થ,
વાટ વળાવું ભોમીઓ, જાણી પરખે પન્થ. ૫૨૯
રસીઓ રસને જાણતો, કદર કરે છે બેશ,
કદર કરીને સન્તજન, લહે આનંદ હમેશ. ૫૩૦

( રાગ. )

સાબરમતીની રમણીયતા અને તેમાંથી મળતું જ્ઞાન.

સાબરમતીના કાંઠડે વૃક્ષો ઉપર વાનર રમે,
ક્રીડા કરે બહુ જાતની ભક્ષણ કરી ફલને ભમે;
મસ્તી હુકાહુક કૂદીને કરતાં રહે પાણી પીએ,
નિર્ભયપણાથી મ્હાલતાં માનવથકી એ ના બ્હીએ. ૫૩૧

સાબરમતીના કાંઠડે રમણીય વૃક્ષો શોભતા,
નિર્મલ હવા ફલયોગથી કલ્પદ્રુમોને થોભતા,
ઉંચા ઘણા છે ટેકરા નીચા જ આઘા બહુ ખરે,
વર્ષાસમે લીલી મહી સાડી મઝાની શુભ ધરે પ૩૨
ટહુકે મયુરો જોશથી પડઘા પડે તેના અહો,
બહુવલ્લિયો ને કદથી શોભા ધરે જોઈ લહો,
મકરોડ ને બહુ લીંબડીયો ડેગ્ડા ઉગે ઘણા,
આશ્રય લહી વૃક્ષો ઉગે ગણે ન વધવામા મણા પ૩૩
આઘાનિષે બહુ ગફડા ને દર ઘણા સર્પોતણા,
ઉંદર કરે દરને અને સર્પો જ કરતા આપણા;
જેનુ જ જગમા જોગ છે તે અન્યકીધુ ભોગવે,
નિબલ મરે સબળા જીવે પ્રગતિ રહસ્યો જન કવે પ૩૪
જ્યા ઉચ્ચતા ત્યા નીચતા પાને જ રહી છે જાણવી,
આઘા અને બહુ ટેકરા અવલોકીને મન આણવી,
કલ્લોલ કરતા પખીઓ દોડી ઉડાઉડ બહુ કરી,
સતાઈ જાતા ઝાડીમા આશ્રય મઝાનો આદરી પ૩પ
આનન્દબ્રહ્મસ્વરૂપનુ પ્રાકટ્ય જ્યા જ્યા થાય છે,

આનન્દના કલ્લોલ ત્યાં જીવન મઝાનું જાય છે;
સંતાય જીવનઆશ્રયે જીવ જાત સર્વે જાણવી,
રક્ષક જીવનદાતાતણી ઉપકારતા મન આણવી. ૫૩૬
સાબરમતીની સહેલ જેણે આત્મદૃષ્ટિથી કરી,
આનન્દબ્રહ્મે જીવીને સહેજે જતો સાગર તરી;
સાબરમતીના દૃશ્યનાં લ્હાણાં મઝાનાં અનુભવે,
અધ્યાત્મરસને વેદી તે આનન્દ ઉત્સવ ઉજવે. ૫૩૭

**ઋતુના ધર્મ પ્રમાણે સાબરમતી સેવનમાં રૂચિ અરૂચિ અને તેમાંથી લેવાનો સાર.**

[1]વર્ષર્તુ આવ્યાથી પ્રથમ સાબર ઉપર પ્રીતિ વધે,
સાડીજ લીલી ઓઢતાં પૃથ્વીનું યૌવન શુભ સધે;
લાગે મઝાના મેહૂલા કાંઠા મનોહર શોભતા,
કેકાર મયુરોના થતા ધન ગાજતા જન થોભતા. ૫૩૮
લોકો વધાવે ભાવથી સાબરમતી જલ આવતાં,
પશ્ચાત્ વર્ષા બહુ થતાં અરૂચિ જનો પ્રગટાવતા;
રૂચે ન સારૂં પણ ઘણું અરૂચિ વધે અતિશય થતાં,

---

૧ વર્ષાઋતુ.

સન્માન પામે નહિ જનો પરિચય અતિ વધતા છતા ૫૩૯
વર્ષર્તુ બહુ પરિચય થતા ઈચ્છાય અન્ય સ્વભાવથી,
[1]શીતર્તુ જોરે નહિ રૂચિ માનવતણી પ્રકૃતિ કથી,
આવે શીયાળો ટાઢ બહુ વાતા ઉન્હાળો સાભરે,
કિમ્મત, વિયોગે સર્વની સિદ્ધાંત એ સાચા અરે ૫૪૦
સાબર શીયાળો આવતા લાગે ન બહુ પ્યારી ખરે,
ઉષ્ણર્તુ સાબરની દશા ઈચ્છાય લોકો સસ્મરે,
ઉષ્ણર્તુ ઉન્હી લૂથકી ને તાપથી લોકો તપે;
વર્ષાજ ક્યારે આવશે ? જાપો જ લોકો મન જપે ૫૪૧
ઉષ્ણર્તુ સાબર દેખીને વર્ષર્તુ સાબર સાભરે,
વૃષ્ટિ થતા સાબર લહી આનન્દ પામે જગ ખરે,
[2]એકર્તુથી સાબરમતી પ્યારી ન સૌને લાગતી,
માટે જ ઋતુના ફેરથી સાબર સુપ્રીતે જાગતી ૫૪૨
ત્રણ્યે ઋતુ અનુસારથી સાબરમતીને સૌ ચહે,
જગ ચાહના દેખી ફરે તે વિશ્વજન પ્રીતિ વહે,
જગ ચાહના અનુસારથી લોકો ફરીને જે રહે,

---

૧ ઠંડી ઋતુ—શિયાળો   ૨ એક ઋતુથી

તે વિશ્વમાંહિ જીવીને જીવાડતા સન્તો કહે. ૫૪૩
શુભ ચાહ જગની જાણીને વર્તન સુધારો આદરો,
કુદ્રત્ પ્રકૃતિ ઓળખી જીવી જીવાડો જગ ફરો;
ઋતુ ધર્મ કુદ્રત્ યોગથી વર્તન ફરે પ્રીતિ વધે,
ચાલુ જમાનો ઓળખી ચાલે સુકાર્યો સહુ સધે. ૫૪૪

**સાબરમતીનાં પરિવર્તનોમાંથી અસ્તિત્વાર્થે ગ્રહાતું શિક્ષણ.**

સાબરમતી પરિવર્તનો અસ્તિત્વમાટે થાય છે,
પ્રગતિપથે વહેતી છતી વ્હેણાં બદલતી જાય છે;
પરિવર્તનો કરતી રહે અવરોધકોને સંહરી,
પરિવર્તનો સમજાવવા જાણે જ પૃથ્વી અવતરી. ૫૪૫

પરિવર્તનો સૌમાં થતાં આકાર બદલાતા સદા,
પરિવર્તનો જે ના ધરે તે જીવતો નહિ જગ કદા;
પરિવર્તનો જલમાં થતાં સ્થળમાં થતાં સહુ ધર્મમાં,
પરિવર્તનો સંયોગથી થાતાં રહે છે કર્મમાં. ૫૪૬

બદલાય છે સહુ વસ્તુઓ પરિવર્તનોથી જાણવી,
અસ્તિત્વ પ્રગતિ હેત શિક્ષા સત્ય મનમાં આણવી;

પ્રગતિતણા પરિવર્તનો પાશ્ચાત્યદેશોમા થયા,
નર નારીયો ભાગ્તવિષે જોશો ઘણા દુખી રહ્યા ૫૪૭
પરિવર્તનો જે ધર્મમા નહિ થાય છે સાચા અરે,
અસ્તિત્વ તેનુ ના રહે પરિવર્તનોવણ જગ ખરે,
અસ્તિત્વજીવનકારણે પ્રગતિપથોમા સચરો,
પરિવર્તનો અગીકરી ખોટા રીવાજો સહરો ૫૪૮
આચારના પરિવર્તનો બદલાય મ યોગો લહી,
એક જ અવસ્થા ના રહે જીવનપથે કોની સહી,
ચાલુ જમાનો ઓળખી જે જે સુધારા મન ઘટે,
તે તે કરો નિજશક્તિથી પ્રાણો સમર્પી શિરસટે ૫૪૯
પાછા પડો ના કોઈથી પરિવર્તને આગળ વહો,
સમજ્યા વિના અધા બની પડતી અરે જન ક્યા લહો ?
સાચા વિવેકે જ્ઞાનથી પરિવર્તનો જે જે કરે,
અસ્તિત્વ તેઓનુ રહે આગળ વધે મોથી ખરે ૫૫૦
પરિવર્તનો સમજી કરો આચારદેશસમાજમા,
પરિવર્તનો સમજી કરો ધાર્મિકપ્રગતિ રાજ્યમા,
પરિવર્તનોની પાછળે જે જે રહે તે મૂઢ છે

પરિવર્તનો સાથે વહન તે જાણ અન્તર્ ગૂઢ છે. ૫૫૧
સાબરમતી પરિવર્તનોથી વિશ્વ શિક્ષા આપતી,
પ્રગતિ પથે વહેનારના મનમાં ખરી તે વ્યાપતી;
જે ઉન્નતિકારક ભલાં પરિવર્તનો સહુ આદરો,
ચાલુ જમાનો ઓળખી પરિવર્તનો અંગીકરો. ૫૫૨

**સાગરમાં સાબરનું ભળવું.**

સાબરમતી સાગરપતિ મળીને ધરી શુભ એકતા,
ભળવું અનન્તાજીવનમાં ચતુરા ન ચૂકે છેકતા;
નિજ અસ્તિતા શુભ અમરતા આનન્ત્યમાં ભળતાં રહે,
એ પાઠ શિખવી લોકને સાગરરવે કંઈ કંઈ કહે. ૫૫૩

કુદ્રત્ પ્રભુના કાયદાથી ફાયદા જે જે થતા,
કુદ્રત્ અનુસરતાં અહો જીવનપથે થાતા છતા;
જીવન અમર નિશ્ચય થતું નિજને અનંતે ભેળવે,
કુદ્રત્ જીવનથી જીવતાં નહિ અન્ય ઇચ્છા કેળવે. ૫૫૪
કુદ્રત્ પ્રભુના સ્વરવિષે નિજ સ્વરભળે અનુકુળપણે,
ત્યાં દુઃખ નહિ મૃત્યુથકી પ્રગતિજીવનસુખમય બને;
બ્રહ્માંડ સઘળાં નવનવાં પરિણામ પામે કુદ્રતે,

કુદ્રત્ પ્રભુ દગ્ગારના મહાકાયદા અવિચળ ગતે. ૫૫૫
નિજ વ્યક્તિને ભૂલી ભળો ભળ્યો અનન્તામા ભલે,
નિજ વ્યક્તિભૂલી તન્મયે પરિણામ પામે ગુણ ખીલે;
પ્રભુને મળો એ રીતથી વ્યવહારનિશ્ચયદૃષ્ટિએ,
બિન્દુ ભળી સાગરવિષે જીવે સમષ્ટિ વ્યષ્ટિએ ૫૫૬
કાળા કહો ના કોઈને પીળા કહે શુ પરવડે ?
કુદ્રત્ પ્રભુ ઇચ્છાસમા વહેતા રહો ક્ષણ પળપળે,
કુદ્રત્ પ્રભુના માનવો જીવન અનન્તામા મળો,
રૂવો ન ભિન્નેચ્છા ધરી નૈસર્ગ જીવનમા ભળો ૫૫૭
મૃત્યુતણી પાછળ અહો જ્યોતિ અનન્તી ઝળહળે,
મૃત્યુતણા પટ પાછળે શાતિ અનન્તી ઉછળે,
સુખ શાતિ સાગરના તરગો આનન્દ લહેરે ઉલ્લસે,
ખૂણી અનન્તા જીવનની જ્ઞાની અનુભવીને દિસે ૫૫૮

સાબરમતીના સાગરપતિનુ અવલોકન.

સાબરમતી સાગરપતિ મળીને ન જૂદી કઈ દિસે,
પતિ પત્નીનુ જ્યા ઐક્ય છે ત્યા મેળ એવો ઉલ્લસે,
શુભ પત્નીની એવી ગતિ પ્રભુમય બની જીવે સદા,

નહિ રૂપ વા તે નામસે જૂદું ધરે જગમાં કદા. ૫૫૯

એવો અનાદિ કાયદો પતિપત્નીનો ત્યાં ફાયદો,
ગુરૂ શિષ્ય સ્વામી સેવકે એમાં ન ધરવો વાયદો;
સાગરપતિ ગંભીરતા પતિભાવમાં શોભી રહી,
નદીપત્નીઓનું ઐક્ય ત્યાં એ વાત ના જાતી કહી. ૫૬૦

સંતોષ નહિ સાગર ધરે નદીયો અનન્તી જો ભળે,
જીવન અનન્તું જ્યાં સદા સંતોષ ત્યાં ક્યાંથી વળે;
નિજ જીવનમાં જીવન ભળે ભેગું જીવન ત્યાં સર્વનું,
અવધારી એવું ચિત્તમાં કીધું ન જીવન ગર્વનું. ૫૬૧

છોળો ઉછાળી મ્હાલતો ને ભરતી હોટે ચાલતો,
મોઝાંવડે બહુ નાવડાંને ચાલથી ઝટ ખાળતો;
ઘુઘુમહારવને કરી પાણી તરંગે ખેલતો,
નવરાશ લેતો નહિ જરા ભરતીમિષે રૂહે ટેલતો. ૫૬૨

પાણી અનન્તામણુ ભર્યું જોખાય નહિ જોખ્યું કદા,
રત્નો ઘણાં તળીયે ધરે મહિમા ઘણો છે સર્વદા;
મર્યાદને ધરતો રહે યાચક ગૃહે લીલા કરે,
ભાંગે તૃષા ના કોઈની કૂવો જલે તૃટ્ને હરે. ૫૬૩

સર્વે ગુણો નહિ કો વિષે કંઈ કંઈ ખરે ખાકી રહે,
ખારા જલે ભાગે નહીં કો કાલમા તૃષ્ જગ કહે,
તોપણ અહો ખારાજલે મીઠુ થતું જગ જાણશો,
મીઠાવડે દુનિયા જીવે ઉપયોગી મનમા આણશો ૫૬૪
ખારા જલે મીઠુ થતુ મીઠાજલે ના સાપડે,
મીઠાવિના ભોજન કરે લુખ્ખુ ન કોને પરવડે,
ઈત્યાદિ જ્યા બહુ મર્મ છે ત્હોપણ જગત્ દે દોષને,
ગભીરતા જ્યા ગાજતી સાગર ધરે ના રોષને ૫૬૫
એ કારણે હા માબરે સાગર પતિ પ્રેમે વર્યો,
એથી અનન્તાજીવને નિજ પ્રાણને તન્મય કર્યો,
મોટાતણું બહુ મોટકુ ન્હાનાઓ તેને શુ કળે,
સાગરથકી જે જે બને તે અન્યથી ના તે બને ૫૬૬
વડવાનલો ગર્ભે ધરે તેથી વરાળો કાઢતો,
જ્યા સ્થળ અહો ત્યા જલ કરે નિજ વેગિયોને વાઢતો,
ગર્ભે ધરે બહુ ઝેરને રત્નો ચતુર્દશ ધારતો,
મત્સ્યો ધરે બહુ જાતના શિગારતો કે મારતો ૫૬૭
કલ્પાત કાલે સર્વથી મોટો ભયકર લાગતો,

પૃથ્વી પ્રલયના વેગથી રહેવે સદા જગ જાગતો;
વિષ્ણુ સુવે સાગર ઉપર મીઠો હૃદયમાં ભાવતો,
વહાણો સ્ટીમર બહુલી ગળે તળીયે રમે કંઇ દાવ તો. ૫૬૮

આકાશ સમ જ્યાં પેટ ત્યાં સર્વે સમાતું જાણવું,
લેવું જ દેવું મોટકું મોટાતણું મન આણવું;
સંતુષ્ટ મોટાઓ થતાં બાકી રહે ના જગ કશું,
સાગરતણી એક લ્હેર ત્યાં સુખમય જીવન નિશ્ચય વસ્યું. ૫૬૯

સાગરપતિના દિલવસી સાબરમતીએ સહુ લહ્યું,
સ્વામીહૃદયનું સહુ લહે પત્નીજીવન એવું કહ્યું;
સ્વામીહૃદયથી ભિન્નતા ત્યાં ખિન્નતા છે સર્વને,
પ્રભુમય જીવનવણ સુખ નથી કરશો નહીં કો ગર્વને. ૫૭૦

પ્રભુમય જીવનથી જીવવું એ ધર્મ જગમાં સત્ય છે,
શાસ્ત્રો સકલ વાચી કથુ' એ કર્મયોગી કૃત્ય છે;
પ્રભુમય જીવનને ધારવું સાબર કથે શિક્ષા ભલી,
જ્ઞાનાનુભવ સ્ફુરણાબળે શિક્ષા હૃદયથી નીકળી. ૫૭૧

પ્રભુમય જીવન ત્યાં નહિ મરણ એ ભક્તિની અવધિ ખરી,
સર્વે સમાતા ધર્મ ત્યાં કુદ્રત જીવન કુંચી ભલી;

જીવન અનન્તુ ઝટ મળે પ્રભુમયજીવન જો સાપડે,
પ્રત્યક્ષ શિક્ષા આપતી સાગર અહો રહેણી વડે ૫૭૨
પ્રત્યક્ષ આખે વેદ છે બહુ રહસ્ય શિક્ષાઓ વડે,
સમન્વય તો બાકી નહીં અજ્ઞાન ત્યા સર્વે નડે,
ઊઠે તરગો નવનવા સર્વે સમાતા ત્યા અહો,
બુદ્ધયબ્ધિમા બહુ દૃષ્ટિઓ પ્રગટી સમાતી ત્યા લહો ૫૭૩
મૌક્તિક પાકે સાગરે મોટાઈમા બાકી નહી,
સાગર જનો જે સેવતા તે લક્ષ્મીને પામે સહી,
સાગરપરે ગભીરતા લોગસ્સસૂત્રે જિનકથે,
અમૃતમિષે દેવો સકલ સાગર વલોવાને મથે ૫૭૪
સર્વે સમાતુ સાગરે સાગરનમા મહાજન કહ્યા,
સાગરસમી જે નાત તેના લક્ષ્મીથી દિવસો વહ્યા,
એ કારણે હા સાગરે સાગરપતિ પ્રેમે વર્યો,
બીજા ઘણા છે કારણો એ ભાવના નતયે કહ્યો ૫૭૫
મગલમયી શુભ દર્શને સાગર જગતમા શોભતો,
વ્યાપાર આદિદ્વારથી સહુને ખરેખર ઘોભતો,
શોભા શ્રી સાગરની ઘણી નહિ પાર પામે યોગીઓ,

તવ કાંઠડે ખાતા હવા કવિયો નરેન્દ્રો ભોગીઓ. ૫૭૬
આશ્રય સકલને આપતો કૈ કૈ પ્રકારે નવનવો,
અનહદ ધ્વનિસમ તવ ઉઠે ઘુઘવાટના મીઠારવો;
સર્વે નદીયો પ્રેમથી તવ સાથમાં તન્મય થતી,
બેટો ધરે ઉંડાણુતા નવ નવ જીવનની છે ગતિ. ૫૭૭
તવ ભરતી ઓટે ચઢતી ને પડતીતણા ખ્યાલો થતા,
ચડતી અને પડતી વિના આ વિશ્વમાં નહિ કો છતા;
ચડતી પછી પડતી થતી પડતી પછી ચડતી થતી,
હારો ન હિમ્મત સજ્જનો રહેતી ન એકજ કો ગતિ. ૫૭૮
સાગરપતિ મળીને અનંતાજીવને સાબરમતી,
જીવી અહો તેથી મળી શિક્ષાજનોને શુભ ગતિ;
સાગર પતિ અવલોકને ગુણના ગણો નજરે પડયા,
સંક્ષેપથી દર્શાવીયા આત્મોન્નતિ કારણ ભણ્યા. ૫૭૯

દારિદ્રય.

વૈશાખે ને જેઠમાં, વ્હેંણ ઘણાં સૂકાય;
પાણી વિણ બહુ પાતળી, દીનસમી દેખાય. ૫૮૦
સાબર વ્હેતી સાંકડી, દરિદ્રસમ દેખાય;

દરિદ્રતા જ્યા આવતી, માન ઘટે ગુણ જાય ૫૮૧
દરિદ્ર સમ સાબરમતી, કહે શિક્ષા નરનાર,
દરિદ્ર સમ દુખી નહીં, જોશો ચિત્ત વિચાર ૫૮૨
દારિદ્ર્યસમ કો દુખ નહીં જોશો જગતમા જ્ઞાનથી,
મૃત્યુથકી બહુ દુખ છે સપત્તિના અવસાનથી
દારિદ્ર્યથી લઘુતાપણુ અપમાન થતુ પગપગે,
બહુ દીનતા મનમા વસે દુખો વસે છે રગરગે ૫૮૩
હડધૂત થાતો માગતા સન્માન જગ પામે નહીં,
હડકાયલા કૂતરથકી બુરૂ જ છે જાણો સહી,
દારિદ્ર્યના જીવનસમુ દુખી ન જીવન કો દિસે,
દારિદ્ર્યને પામ્યા પછી મૃત્યુ ઘણુ પામે વસે ૫૮૪
સહુ સ્વાર્થીઓ દૂરે ખસે જગમા ન કોઈ મન ગમે,
જે દેશમા જે ગ્રામમા દારિદ્ર્ય ત્યા ભૂતો ભમે,
દારિદ્ર્ય ત્યા પડતી સદા ચડતી ન ક્યારે થાય છે,
દારિદ્ર્ય [illegible] તેના બીજો સકલ વિણશાય છે ૫૮૫
આધિ [illegible] „ દુખો પડે ધીરજ
સકટ [illegible] „ શુભબુદ્ધિયો વેગે

દારિદ્રય ત્યાં હિમ્મત નથી કો જાતની માનવતણી,
નિર્વીર્યને જીંવ્યાતણી આશા નહીં શિક્ષા ભણી. ૫૮૬
શુભ શક્તિયો વિણસ્યા પછી દારિદ્રય આવે દોડતું,
દારિદ્રય આવે જ્યાં અહો ત્યાં હસ્ત ના કો જોડતું;
જે દેશમાં દારિદ્રય છે ત્યાં દેવ પણ રહેતા નથી,
ઉદ્યમવિના દારિદ્રય છે. જોશો સકલ શાસ્ત્રો મથી. ૫૮૭
આકાશ ને પાતાળ સમ દારિદ્રય ઉદયે આન્તરૂં,
દારિદ્રયનાશકલોકનાં ચિત્રો ભલાં હૃદયે ધરૂં;
સંપત્ પછી દારિદ્રયથી દુઃખો ન શત્રુ શિર પડો,
સંપત્ પછી દારિદ્રયથી લોકો ન કોઈ કરગરો. ૫૮૮
દારિદ્રયથી અળખામણા લોકો થતા જ્યાં જાય ત્યાં,
દારિદ્રય વૃશ્ચિક વેદના આપે ન શાન્તિ વિશ્વ ક્યાં;
દારિદ્રય સમ કો દંડ નહિ બહુ પાપ કીધાનો ખરે,
દારિદ્રય સમ વ્હાલું નહીં શિક્ષા હિયે જે પળપળે. ૫૮૯
દારિદ્રયમાં અનુભવ થતા તેની ન કિમ્મત્ જગ થતી,
દારિદ્રયવણ કિંમત નથી પ્રગતિતણી નિશ્ચયમતિ;
ગરીબાઇનો અનુભવ લહે તે દુઃખીજન ઉદ્ધારતો,

શેઠાઇને પામ્યા પછી સેવા મઝાની માગ્તો ૫૯૦
દારિદ્રયવણ આ વિશ્વમા અભિમાન ટળતો નહિ કદી,
દારિદ્રય લઘુતા શીખવે માને કહે માણરમતી,
જો ગરીબની આખોવિષે દારિદ્રયની છાયા રહી,
દાતાર તેને ટાળતો પ્રભુતા લહે ગુણ મહમહી ૫૯૧
દારિદ્રય આવે તાહ્યરે મળધીઓ દૂરે ખમે,
સપત્તિ આવે તાહ્યરે મળધીઓ પામે વમે,
ગરીબાઈમા પ્રભુતાઈ છે પ્રભુતાઈમા ગરીબાઈ છે,
ગરીબાઈમા કો નિજ નહી મપત્તિમાહિ અગાઈ છે ૫૯૨
દુખો ઉપર દુખો પડે ગરીબાઈમા અપમાન છે,
પડતા ઉપર બહુ પાટુઓ ગરીબાઈમા ના માન છે,
ગરીબાઈમા ઈશ્વર સ્મરણ બાકી ન બીજો આશરો,
પરમાર્થીને ગરીબાઈમા અન્તે મળે છે સુખ ખરો ૫૯૩
સાબર વહે પરમાર્થથી દાતારની ગતિએ ભલી,
નિજ પ્રાણ અર્પી સર્વને દારિદ્રય પામે તે ખરી,
પરમાર્થીની જગ એ દશા દેખી ઘણો ઘન ગાજીયો,
વૃષ્ટિ કરી દારિદ્રયને દૂરે કરી જગ છાજીયો ૫૯૪

વૃષ્ટિતણી સંપત્તિથી સાબરમતી મોટી બની,
પરમાર્થીને દારિદ્રયની પાછળ મહત્તા છે ઘણી;
કર્મે નિધનતા સંપજે ગરીબાઇ આવે સર્વને,
ઉદયાસ્ત ચક્રો સહુ શિરે કરશો નહીં કો ગર્વને. ૫૯૫
દારિદ્રયને સંપત્તિમાં પરમાર્થતા ના ચૂકશો,
પરમાર્થથી ચડતી દશા મોટાઇને ના મૂકશો;
સાબરમતી સમજાવતી દારિદ્રયને ચડતી દશા,
સમજે જ તેના ચિત્તમાં સાચા ગુણો ભાવે વસ્યા. ૫૯૬
દારિદ્રય સૌનું ટાળતો દાતાર સૌમાં શ્રેષ્ઠ છે,
દારિદ્રયનાશક દાનીના આભારથી જગ હેઠ છે;
દારિદ્રયને હેતે હરે દારિદ્રય તે પામે નહીં,
દારિદ્રય પામે દાની પણ સંપત્તિ તે પામે સહી. ૫૯૭

શૂરૂં સાબરમતી પાણી.

બને છે વીરયોદ્ધાઓ, કરી જલપાન આનન્દે,
નિહાળી દેખશો જ્યાં ત્યાં, શુરૂં સાબરમતી પાણી. ૫૯૮
બન્યા સાબરમતી કાંઠે, ઘણા બહાદૂર રાજાઓ,
કર્યાં નામો અમર જગમાં, શુરૂં સાબરમતી પાણી. ૫૯૯

મહન્તો યોગીઓ પાક્યા, ફકીરો સાધુઓ સન્તો,
લગાવી ધૂન અન્તરમા, શુરૂ સાબરમતી પાણી ૬૦૦
મરૂ મેવાડ ગુર્જરમા, ઘણા રજપુત યોદ્ધાઓ,
અહો જેણે કર્યા પેદા, શુરૂ સાબરમતી પાણી ૬૦૧
પવૈયાને ચઢે પાણી, નસાડે શ્વાનને સસલો,
કરે મજબુત હૈયાને, શુરૂ સાબરમતી પાણી ૬૦૨
કરે બલવાન્ નિર્બલને, વદાવે શૂરના શબ્દો,
હઠીલા જન થતા બકા, શુરૂ સાબરમતી પાણી ૬૦૩
અહમદ વાદ કરનારૂ, સ્વદેશીપ્રેમ ધરનારૂ,
વિપક્ષી શૌર્ય હરનારૂ, શુરૂ સાબરમતી પાણી ૬૦૪
ખરી ભક્તાઇ ભરનારૂ, ખરૂ આરોગ્ય કરનારૂ,
ગુરી ભૂમિ પ્રસરનારૂ, ગુરૂ સાબરમતી પાણી ૬૦૫
ઘણા ગામો અને શહેરો, ધરે નિજતીરપર પ્રેમે,
સમર્પ સહુના રહ્ગે, શુરૂ સાબરમતી પાણી ૬૦૬
ઘણા યુદ્ધો થયા પૂર્વે, અહો જેના પ્રદેશોમા,
રહ્યા ત્યા શૌર્ય સસ્કારો, શુરૂ સાબરમતી પાણી, ૬૦૭
ઉપાદાને સદાત્મામા, ખરી આબર રહી શક્તિ,

બુદ્ધયબ્ધિશૂરતા સાબર, નિજાત્મા દેશમાં વહેતી. ૬૦૮

**પ્રશંસા.**

સાબર પ્રભુતા જાણીને ઉપકાર સહુ આગળ કરી,
ગુણરાશિને અનુમોદીએ ને સંશીએ આદર ધરી;
કીજે પ્રશંસા સર્વની ગુણ લેશ પણ જ્યાં દેખીએ,
સન્તો નદીને વૃક્ષગણ ઉપકારકારક પેખીએ. ૬૦૯
જડવસ્તુના ગુણ સંશીએ ગુણરાગદૃષ્ટિબળવડે,
નિન્દા ન કોની કીજીએ ચડતી દશાએ ગુણ જડે;
પરમાણુ સદૃક્ સદ્ગુણોને પર્વતો સમ માનીએ,
એવી દશાએ મુક્તિનાં દ્વારો ખુલે મન જાણીએ. ૬૧૦
જીવનદશાનાં સૂત્રની પ્રભુતા ખરી દિલ ધારીએ,
સામાજીકીદૃષ્ટિબળે નદીની પ્રભુતા સ્મારીએ;
સાબર મહત્તા [1]શંસતાં ઉપકાર દેવું કંઇ વળે,
આવે હૃદયમાં યોગ્યતા સજ્જનપણાના ગુણબળે. ૬૧૧
સન્તો મહન્તો તે ખરા જેઓએ શંસા ગુણ ધર્યો,
કવિયો ખરા તે અવનીમાં ગુણમોદને મનમાં વર્યો;

---

૧ પ્રશંસા કરતાં.

જે જે પ્રશસક માનવો ગુણના ખરા અવનીવિષે,
તે તે પ્રભુતા ગુણ ભર્યા નિશ્ચયથકી જોતા દિસે ૬૧૨
નિન્દા સુણે ના અન્યની ને અન્યના સદ્ગુણ સ્તવે,
તે તે પ્રશસક માનવો અનુમોદકો જગમા જીવે,
બાકી મુવેલા જાણવા જે દોષદૃષ્ટિ કાગડા,
દેખે ન પ્રભુતા અન્યની સદ્ગુણ વિનાના નાગડા ૬૧૩
ગુરૂ દેવ સન્તોની સદા કીજે પ્રશસા લખગુણી,
નિજ માતૃભૂમિજનનીની કીજે પ્રશસા શિરધુણી,
પ્રગટે જો સવળી દૃષ્ટિ તો સવળુ સકલમા લાગતું,
સૌની પ્રશસાના બળે કલ્મષ હૃદયથી ભાગતુ ૬૧૪
માટે પ્રભુતામય ભર્યા સહુ બન્ધુઓ શસા કરો,
ઈર્ષ્યાદિ દોષો સહુ ત્યજી સહુની પ્રશસા આદરો,
નિશ્ચય હૃદયમા માનશો કરતા પ્રશસા સર્વની,
પ્રભુતા સકલમા ભાસતા સ્ફુરણા વહે નહિ ગર્વની ૬૧૫

**આશીર્વાદ.**

વીરો ભલા પ્રગટાવજે ના રાખજે ખામી જરા,
શુર રાખજે નિજ પાણીનુ કર્તવ્યની વહજે ધુરા;

તવ પાણીનું અભિમાન જગમાં શૌર્યથી શોભી રહો,
નિજ જીંદગી અર્પણ કરે એવા જનો પ્રગટો અહો. ૬૧૬
સ્વાર્પણ કરે સર્વે મળ્યું એવા જનો પ્રકટાવજે,
લજવે નહીં તવ પાણીને શુભમંત્ર વિશ્વ સુણાવજે;
તવ પાણીના પીનારને શક્તિ મઝાની આપજે,
તવ પાણીમાં ઔજસ્ ભરી પીનાર મનમાં વ્યાપજે. ૬૧૭
તવ પાણી અમૃતજીવને જીવે અમર થઇને જનો,
તવ નામને લજવે નહીં જગમાં જનો એવા બનો;
કુદ્રત કૃપાના મેઘથી કંઇ કંઇ જીવન વર્ષી રહો,
ઉત્સર્પિણીની પેઠે વધો જગમાં જનો સુખને લહો. ૬૧૮
ઉત્ક્રાન્તિ સર્વે જાતની તવ પાણીથી સહુની થશો,
તવ દૃશ્ય દેખે લોકની ચિન્તા સકળ દૂરે જશો;
આનન્દમય જન તે બનો જે પ્રેમથી દેખે ત્હને;
જે પૂર્ણ શ્રદ્ધા ધારીને દેખે જ તે તુજને [1]મુણે. ૬૧૯
શુભ સન્તના પાદોથકી સ્પર્શાઈ સારી શોભજે,
યોગી જનો પ્રકટાવીને આશ્ચર્યથી જગ થોભજે;

---

૧ જાણે.

ઇશ્વર હૃદયમા ગમતા તે સન્ત જનના સ્પર્શથી,
નિર્મલ સદા રહી શોભજે પરમાર્થના ઉત્કર્ષથી ૯૨૦
આસ્તિક જન સમુદાયને પ્રગટાવજે બહુ પ્રેમથી,
કલિકાલમા ગગા સમી શોભા જ પામો નેમથી,
આન્તર પ્રદેશો નિર્મલા કરતી સદા વહેતી રહો,
તવ પાણીના પીનાર સહુ ગાજી રહી શોભા લહો ૯૨૧
મ ગલ ઘણા પ્રકટાવતી મુજ પાછળે જીવ્યા કરો,
શુભ વાણી સાબર હૃદયમા પ્રગટી રહી શોભા ધરો,
આન્તર ભલી સાબરમતી નિજદેશમા વહેજો સદા,
પાપો ધુવો સહુ લોકના આન્તર સ્વભાવે નિર્મદા ૯૨૨
બાહિર અને આન્તરથકી [1]નિજ દેશમા વહેતી નદી,
આનન્દ અર્પે ક્ષણ ક્ષણે નહિ ભિન્નતા ધરતી કદી,
આન્તર ભલી સાબરમતી જ્ઞાની હૃદયમા વહી રહો,
મર્મજ્ઞ મર્મો પામશો મ ગલ મઝાના સહુ લહો ૯૨૩
ઉપકારથી સર્વે જીવો આશી મઝાની આપતા,
જીવન વધો પરમાર્થનુ એવુ હૃદયમા ભાવતા,

૧ આત્મ પ્રદેશ

ઉપકારીનું સારૂં બનો ઉત્ક્રાન્તિના પથમાં વહો,
મંગલ મઝાનાં નવનવાં પામી સદા સુખડાં લહો. ૬૨૪

**શુભ કાર્યમાં યથાશક્તિ યત્ન કરવો.**

શુભ કાર્યમાં સાબરપરે, નિજ શક્તિથી આદર કરો,
શુભ કાર્યની શક્તિવિના અનુમોદના સર્વે ધરો;
અનુમોદનાથી ફલ થતું કરનારના સરખું અહો,
અનુમોદના શુભની કરી નિજ કાર્યમાં યત્ને વહો. ૬૨૫
નિજશક્તિથી શુભ કાર્યનો ઉદ્યમ કરો ભાવે તમે,
શુભશક્તિને ના ગોપવે તેને સદા નમીએ અમે;
શુભ કાર્યમાં ભાગી બનો સાચો તમારો ધર્મ છે,
શુભ વાપરો બળ જે મળ્યું તેથી ખરૂં જગ શર્મ છે. ૬૨૬
બળ બુદ્ધિના અનુસારથી શુભ કાર્યમાં મંડયા રહો,
કરણી વિના કંઈ ના થતું બકવાદથી કંઇ ના કહો;
નિજ શક્તિના અનુસારથી સાબરમતી કાવ્યો કર્યાં,
ગુણરાગ જગ પ્રસરાવવા ગુણ શિક્ષણોએ તે ભર્યાં. ૬૨૭
શુભકલ્પનાઓ સેવીને શિક્ષણ મઝાનું આપવું,
એ ફર્જથી અધિકું નહિ એવું જ જગમાં થાપવું;

એ ન્યાયને અંગીકરી કર્તવ્યથી રચના કરી,
મારૂ જણાતુ મેં આ અહો ગુણરાગને આગળ ધરી ૬૨૮
કાવ્યો ઘણા જગમા ભલા બહુ ભાવ ગુણરસથી ભર્યા,
અધિકુ નથી તેથી કશુ ત્હોયે જ યત્નો આદર્યા,
રૂચિતા જીવોની ભિન્ન છે સહુને ન સરખુ રૂચતુ,
મન માન્યતા સરખી નહીં, સૌને ન સરખુ સૂઝતું ૬૨૯
જેને રચ્યુ આ રૂચશે અધિકારી તે આનો કહ્યો,
શુભ કાર્યમા નિજ શક્તિથી આદર અહો તેથી થયો,
ફરજો બજાવે સર્વ તેમા માર જગને ગ્રાહ્ય છે,
મહુને પરસ્પર યોગથી આ વિશ્વમા શુભ માહાત્મ્ય છે ૬૩૦
આ વિશ્વમાહી ખપવિનાની વસ્તુઓ કોઈ નથી,
વાચી જુઓ વેદો અને દેખો સકલ આગમ મથી,
સાબરમતી શુભ કાવ્ય ખપમા આવશે ગુણ કારણે,
ગુણ શિક્ષણો જે આદરે તે જાય પ્રભુના બારણે ૬૩૧
આત્મોન્નતિ વિશ્વોન્નતિ પ્રગતિરસે જે આદરે,
આ વિશ્વમા પ્રભુ તે બને નિશ્ચયથકી શિવ સુખવરે,
વાચે ભણે ને સાભળે જે પ્રેમભાવે આદરે

માંગલ્યમાલા નવનવી તે ધર્મ પુણ્યે ઝટ વરે. ૬૩૨

**દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિને આલેખી શકાય છે.**

નિજ દૃષ્ટિના અનુસારથી કવિલોક તુજને વર્ણવે,
દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિની રચના થતી સન્તો કવે;
ઉદ્‌ગાર કાઢે હૃદયના વર્ણન કરી કવિયો ખરે.
જેની જ જેવી દૃષ્ટિ તેવી વાણી દિલથી નિસ્સરે, ૬૩૩
અથવા જગતના લોકને ઉપદેશવા જ્ઞાની કવે;
આશય ઘણા, કાવ્યે કહ્યા મર્મજ્ઞ તેને સંલવે,
દિલડું પરખવું જ્ઞાનીનું સર્વજ્ઞ વણ મુશ્કેલ છે,
થાતી કૃપા જો જ્ઞાનીની તો જાણવું સહુ સહેલ છે. ૬૩૪
મતિ ભેદ માનવ માત્રમાં ને કલ્પનાએ ભેદ છે,
સહુની ન સરખી કલ્પના મર્મજ્ઞને ના ખેદ છે;
નિજ કલ્પના અનુસારથી વર્ણન કરે જૂદું સહુ,
એ કલ્પનામયસૃષ્ટિને દેખી હૃદયમાં સુખ લહુ. ૬૩૫

**કવિ અને અનુભવી.**

પ્રત્યેક વસ્તુ વર્ણને કવિ કલ્પના જૂદી થતી,
જૂદી થતી જ્યાં કલ્પના આનન્દરસની ત્યાં છતી;

જ્યા પહોચતો રવિ ના જરા ત્યા જ્ઞાનથી પહોચે કવિ
પહોચે નહિ કવિયો અહો ત્યા પાર પામે અનુભવી ૬૩૬
અનુભવ બળે વર્ણન કરી ગુણને ગ્રહાવે અનુભવી,
જેમ વિશ્વમા કિરણોવડે દશ્યો પ્રકાશે છે રવિ,
નિર્લેપ રહીને બોધતો કાવ્યો કરી જન જાતિને,
આત્મિકબળવેગે કરે પુષ્ટ જ જનોની છાતીને. ૬૩૭

દુર્જન અને સજ્જનની દૃષ્ટિ.

સર્વજ્ઞવણ ભૂલો થતી વર્ણન કર્યામા જાણવુ,
દુર્જનપણું દૂરે કરી સારૂં હૃદયમા આણવુ,
દુર્જન જણાવે દોષને જે હોય ના તે તે છતા,
સજ્જન નિહાળે સદ્‌ગુણો સજ્જન તણા સવળા મતા ૬૩૮
પયમા જ પૂરા કાઢતો દુર્જન અભાગી કાગડો,
અવળુ જ પરિણમતું સકલ દુર્જન પ્રપચી નાગડો,
નિજ દૃષ્ટિદોષે સદ્‌ગુણોને દોષરૂપે દેખતો,
સજ્જન સદા સહુ વસ્તુમાથી સદ્‌ગુણોને પેખતો ૬૩૯
નિજજન્મભૂમિમા વહે છે સદ્‌ગુણો દર્શાવવા
તવ સદ્‌ગુણો ફેલાવવા ગુણ ગણ જગ પરખાવવા,

શુભ સ્વર્ગથી મોટી સરસ નિજજન્મભૂમિમાં વહે,
નિજ જન્મભૂમિનું સકલ પ્યારૂં જનો મનમાં લહે. ૬૪૦
વ્યવહારને નિશ્ચયથકી નિજ જન્મભૂમિ માતની,
સેવા કરે શૂરા જનો પૂજા કરે નિજ માતની;
નિજ જન્મભૂમિ દેશમાં શીખડાવવા ગુણો ઘણા,
જાણેજ સ્વર્થી અવતરી બહુ કાલથી ના કંઈ મણા. ૬૪૧
શોભા જે ત્હારી કુદ્રતી તે વર્ણવી જાતી નથી,
રસીયા રસોને જાણતા શુષ્કો ના જાણે ગુણ મથી.
આત્માવિષે સાબરમતી સમતા સ્વભાવે વર્ણવી,
બહુ સુજનગણહંસોવડે સેવાય શીતલ નવનવી. ૬૪૨
રાઓળ તખ્તસિંહજી દરબાર નામ જ શુભ ધર્યું,
પુરવર મનોહર માણસામાં કાવ્ય પૂરૂં શુભ કર્યું;
આનન્દની મોઝે રહી ગુણરાગદૃષ્ટિભૂરિએ,
રચના કરી સ્ફુરણાબળે શુભ બુદ્ધિસાગર સૂરિએ. ૬૪૩
સંવત્ ઓગણીશ બહોતરે આશ્વિન પુન્યમ બેશ,
ચોમાસું વિદ્યાપુરે પામો ઉદય હમેશ. ૬૪૪

ॐ શાન્તિ. ૩॥

## " સાબરમતી "

### કવ્વાલિ.

અરે સાબરમતી શાથી, વહે વાંકી જણાવી દે ?
શિલા ને પર્વતો સગે, લહી જડતા અરે શુ ત્હેં ? ૧
વહે નીચી ભલાઇથી, અહો વા પ્રેમીને મળવા,
થતા જે નમ્ર નીચા તે, થતા ઉંચા ગુણો પામી ૨
નવા જલપૂરના જોશે, જુવાની પામીને વેગે,
જતી મળવા પ્રિયાબ્ધિને, મળી એક રૂપ થઈ જતી ૩
મળીને સ્વામિની સગે, અરે ખારી બની જાતી,
યથા સગત તથા રગજ, જુવો જ્યા ત્યા બને એવુ ૪
હણીને તેડ મર્યાદા, ઘણા ક્ષેત્રો અરે બોળે,
જુવાનીમા દિવાની થઇ, કરે તે ના ઘટે તુજને ૫
સતાવે પથીઓને તુ, નહીં આરો ઉતરવા દે,
ધરે છે તાણ મદયોગે, બને પશ્ચાત્ બહુ ધીમી ૬
નહીં અહકાર જગમાહિ, કદાપિ દાજતો કોનો,
ઉનાળામા દશા ત્હારી, અરે દેખી દયા આવે ૭
અહો દહાડા સદા સરખા, નથી જાતા અરે કોના,

કરીને સંગ દરિયાનો, નહીં જાણ્યું અરે એ શું. ૮
સદા જલદાન કરનારી, સદા મળતાપ હરનારી.
જીવન તું પ્રાણીઓનું છે, ગણાતી તીર્થ તેથી તું. ૯
ચદા તવ ઉપરે વર્ષા, કરે છે મેઘ ત્યારે તું;
ધરે છે ખૂબ પરપોટા, બને છે સીન[1] તવ જુદા. ૧૦
અરે સાબરમતી ત્હારૂં, સદા શૂરૂં વહે પાણી;
કરી જલપાન થઇ શૂરા, જનો તવ દેશમાં રહેતા. ૧૧
ઘણાં કોતર ઘણાં આંધાં, ધરા ખાડા ઘણા ધરતી;
વડાઓની વડી પોલો, થતી એ સિદ્ધ આંધાંથી. ૧૨
ઉખેડી નાંખતી વૃક્ષો, તવાશ્રિતની ગતિ એવી;
ઉપાલંભ એથકી તુજને, ઘટે છે યોગ્ય સમજી લે. ૧૩
કર્યું ત્હારૂં શરણ જેણે, કરે છે હાનિ તેને તું.
નથી ઘટતું તને શૂરી, સુધારી ભૂલ લે ત્હારી. ૧૪
ગુણો ત્હારા વિષે ઝાઝા, સદા પરમાર્થ ધરનારી;
બુદ્ધ્યબ્ધિ જન્મભૂમિમાં, સદા વ્હેતી રહે જલથી. ૧૫

પેથાપુર–સં. ૧૯૭૧.

---

૧ દૃશ્ય આકાર.

## સાબરમતીમાંથી ગ્રાહ્યશિક્ષણ

### કવ્વાલિ.

શિખાવે સ્વપ્રવૃત્તિથી, અહો સાબરમતી શિક્ષા,
ગુણાનુરાગદૃષ્ટિએ, પ્રવૃત્તિથી ગુણો ગ્રહવા ૧૬
સદા વહેતી શિખાવે છે, વહ્યા કરવું પ્રગતિપન્થે,
વહે ના જલ થતુ મેલુ, દશા ભાગ્તતણી જેવી ૧૭
મહાબ્ધિને મળે દોડી, મનુષ્યોએ તથા દોડી,
અનન્તાનન્દમા મળવુ, વિવેકે પ્રેમભક્તિએ ૧૮
જવુ ત્યા હોય ત્યા ત્હારે, કરે છે માર્ગ તે ખૂલ્લો,
કરો નિજ માર્ગને ખુલ્લો, મનુષ્યો સ્વાત્મબલથી યે ૧૯
થતી મૂળથી પછી મોટી, તથા સ્વાત્મોન્નતિ કરવા,
થવુ મોટું મનુષ્યોએ, ગ્રહી વિદ્યાકળાઓને ૨૦
કરે છે સ્નાન તેનો તુ, હરે છે મેલને તાપ જ,
મનુષ્યોએ ત્રિવિધ તાપો, તથા પરના સદા હરવા ૨૧
સહે છે મૂત્રને વિષ્ટા, મનુષ્યોએ તથા સહવુ,
કર્યુ બૂરૂ મનુષ્યોએ, ઘણા અપકારને નિન્દા ૨૨
મરેલાને નહી રાખે, તથા નિર્જીવ વિચારોને,

તથા દોષો બહિર્ કરવા, મનુષ્યોએ સદા મનથી. ૨૩
સદા તું વ્હેણના પંથો, બદલતી ર્‌હે પડી પન્થે;
તથા બદલી પ્રવૃત્તિને, મનુષ્યોએ વહ્યા કરવું. ૨૪
ગમે તે વાપરો પીવો, સમર્પણ સર્વને નિજનું,
તથા સ્વાર્પણ મનુષ્યોએ, કરીને વિશ્વમાં વહેવું. ૨૫
શિખાવે વક્ર થઇ જગને, સદા આગળ વહ્યા કરવા;
મળે ના માર્ગ ત્યાં વાંકા, બનીને માર્ગ કરવાનો. ૨૬
મળ્યું જે મેઘનું પાણી, વહી ઝટ અબ્ધિને આપે;
મનુષ્યોએ તથા સ્વાર્પણ, કરીને વિશ્વમાં વહેવું. ૨૭
બને છે પુષ્ટ વર્ષામાં, થતી કૃશ ચૈત્ર વૈશાખે;
તથા ચઢતી અને પડતી, વિચારી માન ના કરવું. ૨૮
નમી નીચી પ્રિયાબ્ધિને, વહી ઝટ જાય મળવાને;
મનુષ્યોએ નમી નીચા, મહન્તોની જવું પાસે. ૨૯
અહો તું પાણીના જોરે, વહે છે પૃથ્વીને ખોદી;
તથા નિજ પાણીથી વેગે, મનુષ્યોએ વહ્યા કરવું. ૩૦
બને છે તીર્થ સહુ આપી, કરી સ્વાર્પણ મનુષ્યોએ;
બનીને તીર્થ દાનાદિ-પ્રવૃત્તિથી વહ્યા કરવું. ૩૧

થઇ પરગટ ત્યજી જડતા, બની ચચલ વહ્યા કરતી,
તથા જડતા ત્યજી જ્ઞાને, મનુષ્યે ઉન્નતિ કરવી ૩૨
બળે ખાળી નહીં કોથી, ધરી સ્વાતન્ત્ર્યને વહેતી,
મનુષ્યોએ સ્વતન્ત્રાઇ, ધરી પ્રગતિ કર્યા કરવી ૩૩
વિચારો આત્મમા પ્રગટ્યા, ખરેખર આત્મસ્વાતન્ત્ર્યે,
પ્રકાશી વાણીથી જગમા, સદા ધરવા જ કરણીમા ૩૪
કદી બ્હીવુ નહીં કોથી, ખરા આત્માવિષે પ્રગટ્યા
વિચારો તે જણાવીને, ખરી સ્વતન્ત્રતા ધરવી ૩૫
ખરી આત્મોન્નતિ એથી, ખરી ધર્મોન્નતિ એવી,
ખરી દેશોન્નતિ એથી, ખરી વિશ્વોન્નતિ એથી ૩૬
વિચારોને જ વાણીમા, ખરૂ સ્વાતન્ત્ર્ય ધરવાથી,
થતી પરતન્ત્રતા દૂરે, ખરા સુખની થતી પ્રાપ્તિ ૩૭
અહો તવ પાણીમા શૌર્ય, અને નિર્મલપણુ સોહે,
તથા નિજ પાણીથી માનવ, કરી કાર્યો સદા શોભે. ૩૮
ધરીને ચિત્ત નિર્મળતા, મનુષ્યો શોભતા જગમા,
મલીન મનડુ બની ગહુ, ધરીને દોષ, ગધાતુ ૩૯
ઉનાળામા સૂકાતી જ્યા, અહો ત્યા ખોદતા ખાડો,
મઝાનુ મિષ્ટ જળ આપી, તૃષા ટાળે મનુષ્યોની. ૪૦

મનુષ્યોએ તથા દાને, પ્રવૃત્તિ નિત્ય આચરવી.
અરે નિર્ધનદશા પામી, થવું દાની યથાશકતે. ૪૧
તરંગોથી વહ્યા કરતી, તથા સમજુ મનુષ્યોએ;
સદા આત્મોન્નતિકારક, વિચારોથી પ્રગતિ કરવી. ૪૨
યથા ધરતી ધરા ઉંડા, તથા ઉત્તમ મનુષ્યોએ;
ધરી ગંભીરતા ઉંડી, સદા શોભાવવું મનને. ૪૩
ધરે વારીપ્રદા આંધાં, ગ્રહે છે ખૂબ નિર્ઝરણાં;
મનુષ્યોએ ધરી ધીરજ, સ્થિરપ્રજ્ઞા તથા ગ્રહવી. ૪૪
ધરે બે તીર મર્યાદા, તથા શીલની મનુષ્યોએ;
ધરી મર્યાદને રહેવું, પ્રવાહો સત્યના ધરવા. ૪૫
સરિત્ આત્મા સદા સંયમ, ખરૂં પાણી ભરેલું બહુ;
દયાની ઉર્મિયો ઝાઝી, હૃદય પ્રગટાવવી પ્રેમે. ૪૬
પ્રવર્ષે મેઘધારાએ, તદા શોભા ધરે સારી;
મનુષ્યોએ સદુપદેશે, હૃદયપુષ્ટિ કર્યા કરવી. ૪૭
ગ્રહીને મેઘનું પાણી, કરે છે દાન જીવોને;
ગ્રહીને સર્વ પાસેથી, મનુષ્યોએ તથા દેવું; ૪૮
યથા લેવું તથા દેવું, જરા સંકોચ ના કરવો;
અદા નિજ ફર્જને કરવી, સદા ભાવે મનુષ્યોએ. ૪૯

ધરે છે શીત વાયુને, હવા અંગે કરે શાન્તિ,
તથા સમતા મનુષ્યોએ, ધરીને શાન્તિ જગ દેવી ૫૦
ધરે બે તીર પર વૃક્ષો, ભલો આશ્રય મનુષ્યોનો,
તથા આશ્રમ મુસાફરના, મનુષ્યોએ ભલા કરવા ૫૧
સુહાતા તીર પર દેવળ, અતીતોના મઠો ભારી,
તથા પરમાર્થવૃત્તિયો, અને સન્યસ્તવૃત્તિથી ૫૨
મનુષ્યોએ સદા રહેવુ, સમાધિ ધ્યાનને ધારી,
રૂપાતીત જ સદા રહેવુ, અનન્તાનન્દની મોઝે ૫૩
કરી ચેતન નદીરૂપે, અસંખ્યાતપ્રદેશોમા,
સદા આનન્દમા રહેવુ, પરાત્માસાગરે ભળવુ. ૫૪
ફરે સાબરતીરે યોગી, તથા આત્માનદી તીરે,
મનુષ્યોએ ભ્રમણ કરવુ, ગુણોએ બહુ ધરી પુષ્ટિ ૫૫
ગુફાઓ બહુ નદી તીરે, ગુફાઓ ચિત્ત સ્થિરતાની,
કરી પરમાત્મમસ્તીમા, સદા રહેવુ મનુષ્યોએ. ૫૬
ગુણો ગ્રહવા ત્યજી દોષો, નિજાત્માની કરી શુદ્ધિ,
પરાત્માપદ ખરૂ ગ્રહવુ, શિખામણ ચિત્તમા ધરવી ૫૭
શુરી સાબર નદી તીરે, રહી પેથાપુરે ભાવે,
બુદ્ધચબ્ધિ દ્રવ્યને ભાવે, ખરી આત્મોન્નતિ કરવી. ૫૮

સં ૧૯૭૧-પેથાપુર ચોમાસુ.

## સાબરમતી ગુણ શિક્ષણ કાવ્યનું

## -शुद्धिपत्रक-

| પત્ર. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૯ | રહીને | રહેતી |
| ૨ | ૧ | થઇને | થૈને |
| ૨ | ૨ | થઇને | થૈને |
| ૨ | ૪ | જલધૌ | મધ્યે |
| ૩ | ૧૪ | લઇને | લૈને |
| ૧૪ | ૭ | કોઈ | કો |
| ૧૬ | ૧૫ | दर्योर्म्मिः | दर्योर्मिः |
| ૧૮ | ૧ | ગતિપ્રતિરોધ | પ્રતિરોધ |
| ૧૮ | ૬ | કરીને | ફરીજ |
| ૨૦ | ૫ | નિજા | નિજ |
| ૨૦ | ૧૮ | કૃત્રિમ | કૃત્રિમ |
| ૨૨ | ૮ | કેમ | ક્રિમ્ |
| ૨૨ | ૧૦ | મહારેલ | બહુરેલ |
| ૨૨ | ૧૭ | મહાવૃષ્ટિ | બહુવૃષ્ટિ |
| ૨૨ | ૧૯ | મહારેલ | બહુરેલ |
| ૨૩ | ૧૦ | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૨૩ | ૯ | તલાવો | તલાવ |
| ૨૩ | ૯ | નહેરો | નહેર |
| ૨૪ | ૧૧ | ત્રણે | ત્રણ્યે |
| ૨૪ | ૧૧ | એક | હા |
| ૨૬ | ૮ | ગુણબળે | સદ્‌ગુણબળે |
| ૨૯ | ૮ | એ | જ |
| ૨૯ | ૧૨ | છીંપાઓ ભઠીઓ | છીંપાજનો ભઠ્ઠી |
| ૩૧ | ૮ | ઉપગ્રહો | ઉપગ્રહોજ |
| ૩૧ | ૧૩ | બળ છે બાહુ | બળ બાહુ |
| ૩૨ | ૧ | અશક્ય | અપ્રાપ્ય |
| ૩૪ | ૧૧ | પાણીજ | પાણી |
| ૩૫ | ૧૨ | એ અનન્ત | આનન્ત્ય |
| ૩૯ | ૧૧ | સઘળા | સર્વે |
| ૪૧ | ૧૨ | ગડગડી | ગડ્ગડી |
| ૪૭ | ૫ | ઘણાએક | ઘણાએ |
| ૪૮ | ૩ | યોદ્ધાઓ | યોદ્ધાજ |
| ૪૮ | ૪ | થયા એ કયા સમાઇ ગયા | થયા ને એ સમાઇ કયા ગયા ? |
| ૪૭ | ૧૦ | કરવામા | કરવાજ |
| ૪૮ | ૩ | યોદ્ધાઓ | યોદ્ધાજ |

| | | | |
|---|---|---|---|
| ૫૨ | ૧ | ભરમાઓ ક્યાં | ભરમાય છે. |
| ૫૨ | ૩ | કાંઈ | કંઈ |
| ૫૨ | ૭ | મહા | મદ |
| ૫૩ | ૧૭ | મહાધર્મ | સદ |
| ૫૫ | ૧૬ | મહા પૂર | અતિ પૂર |
| ૫૬ | ૧૫ | મહા | શ્રી |
| ૫૬ | ૧૭ | ,, | ,, |
| ૫૭ | ૧૫ | વીર્ય | વીર્યજ |
| ૬૨ | ૧૧ | અહંકારતા | અભિમાનતા |
| ૬૮ | ૭ | ધારેલા | લક્ષીને |
| ૬૮ | ૧૦ | એક | નિજ |
| ૬૮ | ૧૭ | પર્યંત | સુધી |
| ૮૧ | ૨ | મોટાઓની | મોટા તણી |
| ૮૨ | ૧ | ફ્રરજ | ફરજ |
| ૮૪ | ૩ | સંબંધથી | સ્વભાવથી |
| ૯૦ | ૧ | એક | ઘટ |
| ૯૨ | ૧૬ | અહંકાર | અભિમાન |
| ૯૩ | ૧૩ | અહંકારતા | અભિમાનતા |
| ૯૫ | ૯ | શોભાવે | શોભાય |
| ૯૫ | ૧૦ | શોભાવે | શોભાય |
| ૯૬ | ૬ | તે | જ |

| | | | |
|---|---|---|---|
| ૯૬ | ૮ | જન્મ પૃથ્વી | જન્મ પૃથિવી |
| ૯૭ | ૧૭ | ન | જ |
| ૯૯ | ૪ | બ્રાહ્મણાદિ | બ્રાહ્મણાદિક |
| ૧૦૦ | ૨ | એક કાળમાં | એકજ ક્ષણે |
| ૧૦૩ | ૧૧ | માનેજે | માનેજ |
| ૧૦૭ | ૨ | પર્યંત | સુધી |
| ૧૦૭ | ૧૧ | સહેલ | રહેલ |
| ૧૦૭ | ૧૨ | પહેલ | પ્હેલ |
| ૧૧૦ | ૭ | ભીંજાઓ | ભીંજાને |
| ૧૧૨ | ૧૩ | એકન્દ્રિયાથી | એકેન્દ્રિયાદિકથી |
| ૧૧૪ | ૮ | અભેદ મેળે | અનભેદ મેળે |
| ૧૨૦ | ૯ | એટ | છટ |
| ૧૨૦ | ૯ | જેખો | દેખે |
| ૧૨૫ | ૧૬ | થયો | થયા |
| ૧૨૬ | ૫ | રહેતા | રૂહેતા |
| ૧૨૬ | ૨ | _લીખતા | ફ્લીબતા |
| ૧૨૬ | ૧૪ | વણુ ઉદ્યમ | ઉદ્યમ |
| ૧૩૭ | ૧૧ | ન્હાનાઓ | ન્હાનાજ |
| ૧૪૬ | ૧૪ | જેઓએ | જેણેજ |
| ૧૫૪ | ૮ | ના | ન |

# શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.

## ( સ્થાપન-જ્ઞાનપંચમી-વીર સંવત્ ૨૪૩૫. )

જો તમારે તત્વજ્ઞાનના ઉત્તમ સિદ્ધાંતો, સરલ અને પ્રીય શૈલીમાં સમજવા હોય અને પોતાનું હૃદય નિર્મળ બનાવવું હોય, તો મંડળ તરફથી પ્રગટ થયેલઃ—

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા અવશ્ય વાંચો.

મજકુર ગ્રન્થમાળામાં નીચલા ગ્રન્થો પ્રકટ થયેલ છે, જે વાંચી, મનન કરી, તમારા આત્માને ઉચ્ચ શ્રેણીએ ચઢાવો. ઉત્તમ ગ્રન્થો એજ અપૂર્વ સતસંગ છે. ખચીત આ ગ્રન્થોના મનનથી ઘણું જાણવા અને મેળવવા પામશો-ગુરૂશ્રીની લેખનશૈલી-માધ્યસ્થદૃષ્ટિવાલી હોવાથી, દરેક ધર્માવલંબીઓ તેને પ્રેમપૂર્વક વાંચે છે. દરેક ગ્રન્થોમાં અધ્યાત્મજ્ઞાન અને તત્વજ્ઞાન સંબંધી વિવેચન છે.

વૈરાગ્ય, ઉપદેશક, અને બોધક, પદો-ભજનો-તે તે વિષયમાં લિન્નતા કરી નાખે છે. દરેક પદોનો સાર વિચારણીય છે અનેકાન્ત દૃષ્ટિથી, હૃદયની વિશાળતાપૂર્વક અને પ્રીય તથા પથ્યવાણીથી હરેક જણને ઉત્તમ બનાવી શકાય છે અને તે મુજબ આ ગ્રન્થો છે.

માત્ર વાંચકોના હિતાર્થે, ઉદાર ગૃહસ્થોની સહાય વડે, કોઇપણ ગ્રન્થપ્રકાશક મંડળ કરતાં-ઓછામાં ઓછી કીંમત રાખવાની પહેલ આ મંડળેજ કરી છે-ઓછી કીંમત છતાં છપાઇ-કાગળ-બંધાઇ વગેરે કામ સુંદર થાય છે, તદુપ-

રાત વધુ પ્રચારર્થે-પ્રભાવના, વિદ્યાર્થિઓને ઇનામ અને ભેટ આપનાર માટે વધુ નકલો મગાવનારને (શીલીકમા હોય તો) બની શકતી ઓછી કીંમતે આપવામાં આવે છે

જેઓને પ્રકટ થઇ ચુકેલા અને થવાના ગ્રન્થો પૈકી, કોઇપણ ગ્રન્થો પોતાના સુરબ્બી કે સ્નેહી અને ઉપકારીઓના સ્મરણાર્થે, પ્રગટ કરવાને ઇચ્છા હોય તેમને તે મુજબ મ ડળ સગવડ કરી આપે છે

**પત્રવ્યવહાર**-મુમાઇ-ચ પાગલી વ્યવસ્થાપક-અધ્યાત્મજ્ઞાનપ્રસારકમ ડળ જોગ કરવો

**શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળામા પ્રગટ થયેલા ગ્રન્થો.**

| ગ્ર થાક | | પૃષ્ટ | રૂ આ પા |
|---|---|---|---|
| ૧ | ભજન સગ્રહ ભાગ ૧ લો | ૨૦૦ | ૦-૮-૦ |
| ૧ | અધ્યાત્મ વ્યાખ્યાનમાળા . | ૨૦૬ | ૦-૪-૦ |
| ૨ | ભજનસગ્રહ ભાગ ૨ જો . | . ૩૩૬ | ૦-૮-૦ |
| ૩ | ભજનસગ્રહ ભાગ ૩ જો | . ૨૧૫ | ૦-૮-૦ |
| ૪ | સમાધિ સતકમ્ | ૩૪૦ | ૦-૮-૦ |
| ૫ | અનુભવ પચ્ચિશી | ૨૪૮ | ૦-૮-૦ |
| ૬ | આત્મપ્રદીપ . | . ૩૧૫ | ૦-૮-૦ |
| ૭ | ભજનસગ્રહ ભાગ ૪ થો | ૩૦૪ | ૦-૮-૦ |
| ૮. | પરમાત્મદર્શન | .. ૪૩૨ | ,૦-૧૨-૦ |
| ૯ | પરમાત્મજ્યોતિ .. | . ૫૦૦ | ૦-૧૨-૦ |
| ૧૦ | તત્ત્વબિંદુ . | ૨૩૦ | ૦-૪-૦ |